# हिंद राजस्थान.

પુસ્તક ત્રીજું.

# ૪૩૦૩ દખણ.

રચનાર

૧ અમૃતલાલ ગોવરધનદાસ શાહ, બાપાવાળા

તથા

૨ કાશીરામ ઉત્તમરામ પંડ્યા.

"મધ્યહિંદ એજન્સિ" ના કર્તા.

અમદાવાદ

મામાની હવેલી મધ્યે અમદાવાદ યુનાઈટેડ પ્રીન્ટિંગ

અને "જનરલ એજન્સી કંપની લીમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૬. સને ૧૮૯૦.



કીંમત રૂ ૨-૮-૦

# હિંદ રાજસ્થાન.

પુસ્તક ત્રીજું.

## ફાગણ.

રચનાર

૧ અમૃતલાલ ગોવરધનદાસ શાહ, બાપાવાળા

તથા

૨ કાશીરામ ઉત્તમરામ પંડ્યા.

"મધ્યહિંદ એજન્સિ" ના કર્ત્તા.

અમદાવાદ

મામાની હવેલી મધ્યે અમદાવાદ યુનાઈટેડ પ્રીન્ટિંગ

અને "જનરલ એજન્સી કંપની લીમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૬. સને ૧૮૯૦.



કીંમત રૂ ૨-૮-૦

# अर्पणपत्रिका.

---

રા. રા. મણીભાઈ હરિભાઈ.

રેવાકાંઠાના આકટીંગ દફતરદાર સાહેબ,

ને

તેમના રેવાકાંઠા એજન્સિના રાજકારોબાર તથા લોકહિતાર્થની અપૂર્વ કાળજીની યાદગીરી દાખલ આ ગ્રંથ તેમની પરવાનગીથી પરમ આદરપૂર્વક અર્પણ કરવામાં આવ્યોછે.

"THE AUTHORS."

૪૩૦૩

# દખણ અથવા દક્ષિણ.

**દખણ અથવા દક્ષિણની સરહદો, અને હકીકત ઈત્યાદી.**

એ દેશ ઘણું કરીને હિંદના દક્ષિણ ભાગમાંછે. હિંદના બે મોટા ભાગ કરેલાછે. ઉત્તરના ભાગને "હિંદુસ્તાન" અને દક્ષિણના ભાગને "**દખણ**" અથવા "**દક્ષિણ**" કરીને કહેછે. **સીમા**—એ દેશની ઉત્તરે વિંધ્યાપર્વત આવેલોછે, પૂર્વે બંગાળી ઉપસાગર, પશ્ચિમે અરબી સમુદ્ર તથા હિંદી મહાસાગર, અને દક્ષિણે પણ હિંદી મહાસાગર આવેલોછે.

**દેશનું સ્વરૂપ**—દખણ અથવા દક્ષિણ દેશની પૂર્વ દિશા તરફનો માત્ર થોડોક ભાગ ખુલ્લોછે. સિવાય દેશનો ઘણો ભાગ પહાડી અને મોટાં મોટાં અરણ્યો તથા જંગલ અને ઝાડી વાળોછે; તેમાં પશ્ચિમ દિશા તરફનો ભાગ વિંધ્યાદ્રિ આવવાથી વધારે પહાડી અને ખરબચડોછે, **મુખ્યપર્વત**—સંહ્યાદ્રિછે. સિવાય નાના નાના છુટક ડુંગરા ઘણાછે. **જનાવર**—ડુંગરમાં વાઘ, વરૂ, ચિત્રા, હરણ, વિગેરે અનેક જાતનાં જંગલી જનાવરો હોયછે. પશ્ચિમના દેશમાં વરસાદ ઇશાનકોણમાંથી અને પૂર્વના દેશમાં નૈઋત્યકોણમાંથી વરસેછે. નિપજમાં મુખ્યત્વે કરીને ઘઉં, બાજરી, ડાંગર, જાર, ચણા, જવ, મકાઇ, અને તેમનાથી ઉતરતાં ધાન્ય નાચણી, વહી, રાળા, વિગેરે તથા તેલીબીઆં થાયછે. કઠોળ તમામ જાતનાં થાયછે. કોંકણપટ્ટીમાં ઘણું કરીને સર્વેનો નિર્વાહ ચોખાથી ચાલેછે.

**નદીઓ**–૧ ગોદાવરી, ૨ કૃષ્ણા, ૩ ભીમા, ૪ તુંગભદ્રા, ૫ પુરણા, ૬ વર્ધા, ૭ દુધના, ૮ પ્રાણહિતા, ૯ પેઇનગંગા, ૧૦ માંજરા, એટલી મુખ્યછે. સિવાય બીજી નાની નદીઓ ઝરા, અને નાળાં પુષ્કળછે. **ભાષા**–આ દેશમાં વસનારા લોકો પોતપોતાના દેશની ભાષા બોલેછે. જેમકે તૈલંગા તૈલંગી, મરેઠા મરેઠી, મુસલમાન મુસલમાની અથવા હિંદી, કાન્ડાના રહેવાશીઓ કાનડી ઇત્યાદી. **રેલ્વે**—માત્ર નિઝામના રાજ્યમાંજ "નિઝામ ગૈરેન્ટીડ સ્ટેટ રેલવે" નામની લાઇનછે, સિવાય આ દેશમાં આવેલાં કોઇ પણ સંસ્થાનોમાં રેલવે નથી.

**ઐતિહાસીક ટુંક નોંધ**—હૈદ્રાબાદના રાજ્યકર્તા એ પઠાણ જાતનાછે અને એ રાજ્યની સ્થાપના અસોફજહાંથી થઈછે. એ રાજ્ય ઈ. સ. ૧૮૦૩ના કોલકરારથી અંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણમાં આવ્યું. મ્હેસુરના રાજ્યકર્તા જાતના જાદુ રજપૂતછે. એ રાજ્યની સ્થાપના કોણે અને ક્યારે કરી તે કંઈ જાણવામાં આવ્યું નથી કારણ કે એ રાજ્યનો પુરાતન ઇતિહાસ માલૂમ પડ્યો નથી. એ રાજ્ય ઇ. સ. ૧૮૧૭ના કોલકરારથી અંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણમાં આવ્યુ. ત્રાવણકોરના રાજ્યકર્તા પણ જાતના હિંદુછે અને એ રાજ્યની સ્થાપના કરનારનું નામ પણ જાણવામાં આવ્યુ નથી. એ રાજ્ય ઇ. સ. ૧૮૧૭ના કોલકરારથી અંગ્રેજોની ઉપરી સત્તાના રક્ષણમાં આવ્યું. કોલ્હાપુરના રાજ્યકર્તા જાતના મરેઠા છે. એ રાજ્યની સ્થાપના શિવાજીના વંશજમાંથી થઇ

છે. એ રાજ્ય ઇ. સ. ૧૮૧૨ના કોલકરારથી અંગ્રેજોની ઉપરી સત્તામાં આવ્યું. સાવંતવાડીના રાજ્યકર્તા પણ જાતના મરેઠાછે. એ રાજ્યની સ્થાપના ખેમસાવંત નામે પુરૂષે કરી, જેના વંશજ હાલ સાવંતવાડીમાં રાજ્ય કરેછે. એ રાજ્ય અંગ્રેજોના રક્ષણમાંછે. કોચીન અને પુદુકોટાના રાજ્યકર્તા અનુક્રમે છેટીઅર, અને શુદ્ર (કાલલ) જાતનાછે. એ રાજ્યોનો પુરાતન ઇતિહાસ જાણવામાં આવ્યો નથી. હાલ એ રાજ્યો બ્રિટિશ સરકારની દેખરેખ નીચે છે. જંજીરાના રાજ્યકર્તા સિદી જાતનાછે, અને તેમના વડીલોએ આફ્રિકામાંથી આવી આ રાજ્ય સંપાદન કરેલુંછે. એ રાજ્યની સ્થાપના ઇ. સ. ૧૬૧૮માં સીદી સીરૂલખાને કરી, જેના વંશજ હાલ એ રાજ્ય ઉપર અમલ કરેછે. એ રાજ્ય પણ અંગ્રેજ સરકારની ઉપરી સત્તાના રક્ષણમાંછે.

આ રાજ્યો અંગ્રેજ સરકારની ઉપરી સત્તાના રક્ષણમાં છે અને તેઓને રેસીડેંટો, પોલિટિકલ એજંટો, અથવા ચીફ કમીશનરો એ દરજ્જાના અમલદારોની દેખરેખ તળે મુકેલાંછે.

દખણનાં રાજ્યોને નીચે પ્રમાણે એજંટોના તાબામાં સોંપેલાં છે.

હૈદ્રાબાદનું રાજ્ય હૈદ્રાબાદના રેસીડેંટના તાબામાંછે.

મ્હૈસુરનું રાજ્ય ચીફ કમીશનરના તાબામાંછે.

કોલ્હાપુરનું રાજ્ય કોલ્હાપુર એજન્સિના પોલિટિકલ એજંટના તાબામાંછે.

સાવંતવાડી અને જંજીરાનાં રાજ્યો અનુક્રમે રત્નાગીરી અને કોલાબાના કલેકટરોના તાબામાંછે. એ કલેકટરો આ

સંસ્થાન તરફનું જ્યારે કામ કરેછે ત્યારે તેઓ "પોલિટિકલ એજંટ" એ હોદ્દાથી લખાયછે.

ત્રાવણકોર, પુદુકોટા, અને કોચીન એ મદ્રાસના ગવર્નર સાહેબના તાબા નીચેના અમલદારની દેખરેખ નીચેછે.

આ એજંટો મદ્રાસના ગવર્નરને તેમજ રેસીડંટો અને ચીફકમીશનરો હિંદના વાઇસરોયને જવાબદારછે.

ઉપરનાં રાજ્યોને ગવર્નરજનરલ તરફથી દત્તક લેવાની સનંદ મળીછે અને તેમાં નીચે મુજબ લખવામાં આવ્યુંછે.

"હિંદુસ્થાનમાં જે રાજા અને નવાબો, તેમજ સરદારો હાલમાં પોતાના દેશમાં હકુમત ચલાવેછે, તેઓનાં મહારાજ્યો હમેશાં કાયમ રહે તથા તેઓના ખાનદાનનો મરતબો અને વંશ જારી રહે એવી મહારાણી સરકારની ઇચ્છા હોવાથી, તે ઇચ્છા બરલાવવાને માટે આથી હું તમને ખાતરજમાં કરી આપુછું કે, તમારા ખરા વારસને અભાવે, તમે અથવા તમારી પાછળ તમારી ગાદી ઉપર રાજ્ય કરનાર હોય, તેમણે હિંદુશાસ્ત્ર (મુસલમાન રાજ્યને માટે મુસલમાની સરેહ) પ્રમાણે અને દેશાચાલ તથા કુળાચાર પ્રમાણે દત્તક લેવો, તેને કબુલ કરી અમે કાયમ રાખીશું.

જ્યાં સુધી તમારી ગાદી સરકાર તરફ રાજ્યભક્તિ રાખી રહેશે અને બ્રિટિશસરકારના કરેલા ઉપકાર, કોલકરાર, અને તહનામાં લખી આપેલાં, તેની સરત પ્રમાણે પાક નૈયતથી ચાલશે, ત્યાં સુધી તમારે ખાત્રી રાખી જાણવું કે એ બંદોબસ્તમાં કંઇ પણ રીતે વાંધો ઉઠાવવામાં આવશે નહિ."

# દખણનાં રાજ્ય; રાજ્યકર્તાનાં નામ, કીતાબ, ઉમરનાં વરસ, જાત, કુલ જમીનનું ક્ષેત્રફળ, વારસિક પેદાશનો સુમારે આંકડો, અને બ્રિટિશ સરકાર તરફથી મળતાં તોપનાં માનનું પત્રક.

| અનુક્રમ નંબર. | રાજ્યનું નામ. | હાલના રાજ્ય કર્તા. | | ઉમર | જાત. | કુલ જમીનનું ક્ષેત્રફળ ચોરસ મૈલ. | વારસિક ઉપજનો સુમારે આંકડો. | બ્રિ. સ. તરફથી મળતાં તોપનાં માન. |
|---|---|---|---|---|---|---|---|---|
| | | નામ. | કીતાબ. | | | | | |
| ૧ | હૈદ્રાબાદ. | મહાબુબ અલીખાન | નીજામ | ૨૨ | પઠાણ | ૯૮૦૦૦ | ૨૦૦,૦૦,૦૦૦ | ૨૧ |
| ૨ | મ્હૈસુર. | ચામરાજેંદ્ર વઢીઆર | મહારાજા | ૨૬ | જાદુ | ૨૭૦૭૭ | ૧,૦૨,૦૯૭૨૩ | ૨૧ |
| ૩ | ત્રાવણકોર. | રામાવરમા | ,, | * | નાયર | ૬૬૫૩ | ૫૩૫૦૦૦૦ | ૨૧ |
| ૪ | કોચીન. | મુતાતંબારાણ રાવ-વીરમાણ | રાજા | ૫૩ | છેટીઅર | ૧૩૬૧ | ૧૩૦૮૫૧૪ | ૧૭ |
| ૫ | પુદુકોટા. | રામચંદ્ર તોંડીમાન | મહારાજા | ૫૯ | શુદ્ર (કાલલ) | ૧૩૮૦ | ૫૦૦૦૦૦ | ૧૧ |
| ૬ | કોલ્હાપુર. | શાહુ | ,, | * | મરેઠા | ૨૮૧૬ | ૩૧૨૫૦૪૬ | ૧૯ |
| ૭ | જંજીરા. | અહમદખાન | નવાબ | * | સીદી | ૩૨૪ | ૫૦૦૮૨૬ | ૧૧ |
| ૮ | સાવંતવાડી. | રઘુનાથસાવંતભોંસલે | સરદેશાઇ | ૨૨ | મરેઠા | ૯૨૧ | ૪૩૨૧૩૫ | ૯ |

# દખણનાં નાનાં રાજ્યો.

| નંબર. | રાજ્યનું નામ. | રાજ્ય કર્તાનું નામ. | જાત. | ઉમર. | ક્ષેત્રફળ ( ચોરસ-મૈલ.) | ઉપજનો સુમારે આંકડો. |
|---|---|---|---|---|---|---|
| | | | સતારા | | | |
| ૧ | ઔન્ટ | પંતપ્રતીનીધી શ્રીનિવાસપરસરામ | બ્રાહ્મણ | ૫૫ | ૪૪૭ | ૨૦૯૬૩૨ |
| ૨ | ભોર | પંતસચીવ શંકરરાવ ચીમનાજી | ,, | ૩૫ | ૧૪૯૧ | ૬૨૨૦૧૩ |
| ૩ | ફલ્તન | માધોજીરાવ જાનરાવ નાએક નીંબલકર | પુંઆર રજપૂત. | ૫૦ | ૩૯૭ | ૧૪૯૧૪૪ |
| ૪ | જાત | અમરતરાવ રામરાવ ડફલે | મરેઠા | ૫૩ | ૮૮૪ | ૧૩૩૩૧૨ |
| | | | મહારાષ્ટ્ર | | | |
| ૫ | સાંગલી | ઢુંડીરાવ ચીંતામણ | બ્રાહ્મણ | ૪૯ | ૧૦૪૯ | ૧૦૧૦૨૬૩ |
| ૬ | મીરજ (મુખ્ય) | ગંગાધરરાવ ગણપત | ,, | ૨૩ | ૩૩૯ | ૪૦૪૮૩૦ |
| ૭ | મીરજ | લક્ષ્મણરાવ હરીહર | ,, | ૮૦ | ૨૦૭ | ૨૨૮૫૧૨ |
| ૮ | કુરૂંદવંદ(મુખ્ય) | ચીંતામનરાવ બાલાસાહેબપટવ૦ | ,, | ... | ૧૮૨ | ૧૧૯૧૩૨ |
| ૯ | કુરૂંદવંદ | ગણપતરાવ બાપુસાહેબપટવરધન અને હરીહરરાવ દાજીસાહેબ પટવરધન | ,, ,, | ૫૦ ૬૫ | ૧૧૪ | ૧૧૪૦૬૯ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૦ | જમખંડી | રામચંદ્રરાવ ગોપાળ | ,, | ૫૫ | ૪૯૨ | ૪૦૪૭૭૧ |
| ૧૧ | મધોળ | વ્યંકટરાવ બલવંતરાવ રાજે | મરેઠા | ૨૭ | ૩૬૨ | ૨૪૬૪૪૮ |
| ૧૨ | રામદુર્ગ | વ્યંકટાવ યોગીરાવ | બ્રાહ્મણ | ...... | ૧૪૦ | ૧૫૪૦૦૯ |
| ૧૩ | અકલકોટ | શહાજી માલોજી રાજે ભોંસલે | મરેઠા | ૨૨ | ૪૯૮ | ૨૭૮૦૦૦ |
| ૧૪ | જવાર | પતંગશાહ વીક્રમશાહ મુખને | કોળી | ૩૪ | ૫૩૪ | ૧૨૩૧૨૮ |
| ૧૫ | સાવનુર | નવાબ અબ્દુલતેબ્રીસખાંનદીલરજંગબહાદુર | મુસલમાન | ...... | ૭૦ | ૬૯૫૨૧ |
| | | | કોલ્હાપુર | | | |
| ૧૬ | વીસલગઢ | આબાજીરાવ કૃષ્ણ પ્રતીનીધી | દેશસ્થ બ્રા. | ૨૦ | ૨૩૫ | ૧૦૯૬૩૮ |
| ૧૭ | બાવડા | માધવરાવ મોરેશ્વર ભાડનેકર | ,, | ૨૯ | ૮૩ | ૭૯૧૫૯ |
| ૧૮ | કાપસી | સંતાજીરાવ ગોરપુરે | મરેઠા | ૪૦ | ... | ૪૦૯૧૯ |
| ૧૯ | જુછાલકરંજી | ગોવિંદરાવ કેસવ ગોરપુરે | કોકણસ્થ બ્રા. | ૩૫ | ૨૦૧ | ૨૧૨૨૩૫ |
| ૨૦ | તોરગાલ | સુબાનરાવ સીંદે સેનાખાસખેલ | મરેઠા | ૬૧ | ૧૩૦ | ૩૭૫૧૨ |
| ૨૧ | દતવાડ | નારણરાવ ગોરપુરે | ,, | ૪૮ | ... | ૧૬૩૬૦ |
| ૨૨ | દતવાડ | રાણોજીરાવ હીંમત બહાદુર | ,, | ૫૪ | ... | ૬૪૦૭૪ |
| ૨૩ | કજલ | નારણરાવ | ,, | ૫૪ | ... | ૫૪૭૮૬ |
| ૨૪ | ,, | ગોપાલરાવ | ,, | ૩૩ | ... | ૩૩૦૫૦ |
| ૨૫ | ,, | નાગોજીરાવ | ,, | ૪૭ | ... | ૧૪૧૦૫ |
| | | | **મધ્યપ્રાંતનાસરદારો** | | | |
| ૨૬ | બસતર | રાજાભાઈરોદેવ | રજપુત | ૪૫ | ૧૩૦૦૦ | ૯૨૧૩૫ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૭ | સોનપુર | રાજા નીલાદ્રી સીંગદેવ | ચો. રજપુત. | ૪૯ | ૧૦૦૦ | ૧૮૦૦૦ |
| ૨૮ | રાયગઢ | રાજા ધનધામસિંગ | ગોંડ | ૬૪ | ૧૪૮૬ | ૭૫૦૦ |
| ૩૯ | સરંગગઢ | રાજા ભવાની પરતાપસિંગ | રાજગોંડ | ૨૩ | ૫૪૦ | ૮૦૦૦ |
| ૩૦ | પટણા | રાજા સુરપરતાપદેવ | રજપૂત | ૪૪ | ૨૩૯૯ | ૨૫૦૦૦ |
| ૩૧ | રૈરાખોલ | રાજા બીશનચંદર જાનમમ | જામુની ર. | ૬૯ | ૮૩૩ | ૬૦૦૦ |
| ૩૨ | બમરા | રાજા સાધલદેવ | ગંગાવંશીર. | ૪૦ | ૧૯૮૮ | ૬૦૦૦ |
| ૩૩ | સાક્ટી | રાજા રણજીતસિંગ | ગોન્ડ | ૫૫ | ૧૧૫ | ૮૧૦૦ |
| ૩૪ | કાવરડા | રાજપાલસિંગ | રાજગોન્ડ | ૩૮ | ૮૮૭ | ૫૩૦૦૦ |
| ૩૫ | કોન્ડકા | મહન્ત લછમનદાસ | વેરાગી | ૭૭ | ૧૭૪ | ૨૨૦૦૦ |
| ૩૬ | કાંકર | રાજા નરહરદેવ | રજપૂત | ૩૯ | ૧૦૦૦ | ૧૫૦૦૦ |
| ૩૭ | ખેરગઢ | * * * | રાજગોન્ડ | * | ૯૪૦ | ૧૧૮૦૦૦ |
| ૩૮ | નંદગામ | મહન્ત ઘાશીદાસ | વેરાગી | ૬૮ | ૮૮૪ | ૯૦૦૦૦ |
| ૪૯ | મકરાઈ | રાજા લછુશાહ ઉરફે ભરતશાહ | ગોન્ડ | ૩૯ | ૨૧૫ | ૨૨૦૦૦ |
| | | | ઓઢીઆપ્રાંતના | | સરદારો | |
| ૪૦ | આતગઢ | રાજા શ્રીકરણ ભગીરથી બેવરટા પટનાએક | કાયત | ૪૪ | ૧૬૮ | ૧૪૯૩૦ |
| ૪૧ | ઓટમુલીક | જોગીન્દ્ર સાવંત | કાદમ્બાબંસો | ૬૭ | ૭૩૦ | ૭૧૦૦ |
| ૪૨ | બરોમ્બા | રાજા દસરથી બીરબર મંગૂજ-મોહપાતુર | ક્ષત્રી | ૩૧ | ૧૩૪ | ૨૬૦૬૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪૩ | બોડ | રાજા પીતાંબરદેવ | ક્ષત્રી | ૬૭ | ૨૦૮૪ | ૭૦૦૦ |
| ૪૪ | દસપુલા | રાજા ચઉતન દેવભુજ | ,, | ૩૫ | ૫૬૮ | ૧૩૦૦૦ |
| ૪૫ | ધેનકનલ | મહારાજાભગીન્દ્રોમોહીન્દ્રોબહાદુર | ,, | ૬૫ | ૧૪૬૩ | ૭૦૦૦૦ |
| ૪૬ | હીન્દોલ | ફકીરસીંગ મુરદ્રાજ જગદેવ | ,, | ૩૫ | ૩૧૨ | ૨૧૦૦૦ |
| ૪૭ | વન્હજહર | ધનુરજય નારાયણ ભંજદેવ | ,, | ૪૦ | ૩૦૯૬ | ૬૩૫૦૦ |
| ૪૮ | ખાંડપરા | રાજા નોતોમ્બર મરદ્રાજ બ્રો- મોર બોરરાય | ,, | ૫૨ | ૨૪૪ | ૨૨૫૦૦ |
| ૪૯ | મોરાયરહજ | રાજા કીશનચ્ંદ ભુંજદેવ | ,, | ૪૧ | ૪૨૯૩ | ૨૦૫૧૦૦ |
| ૫૦ | નરસિંહપુર | રાજા બ્રોજોસુંદર માનસીંગ હરીચ્ંદન મોહપતુર | ,, | ૪૪ | ૧૯૯ | ૯૮૪૦ |
| ૫૧ | નીલગીરિ | રાજા કીશનચ્ંદર મુરદ્રાજ હ- રીચ્ંદન | ,, | ૬૬ | ૨૭૮ | ૨૧૭૯૦ |
| ૫૨ | નાયાગઢ | રાજા લુદુકીશોરસીંગ માન્ધાતા | ,, | ૪૭ | ૫૮૮ | ૫૪૧૮૦ |
| ૫૩ | રાનપુર | રાજા બેનુધર બજરૂધર નરીંદ્રો મોહાપતુર | ,, | ૬૨ | ૨૦૩ | ૬૯૬૦ |
| ૫૪ | તાલચર | રાજા રામચ્ંદર બીરબરહરીચ્ંદન | ,, | ૩૨ | ૩૯૯ | ૪૧૪૭૦ |
| ૫૫ | પાલલેરા | રાજા મણીપાલ બહાદુર | ,, | ૫૭ | ૪૫૨ | ૧૨૦૦ |
| ૫૬ ૫૭ | તીગારીઆ | રાજા હરિહર બેત્રીચોબીરબર ચાપ્તીરસીંગ મોહાપતુર | ,, | ૬૨ | ૪૬ | ૩૦૦૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | **છોટાનાગપુરના સરદારો.** | | | |
| ૫૮ | ઓનાઈ | રાજા ચંદરદેવ | ,, | ૮૩ | ૧૨૯૭ | ૩૫૦૦ |
| ૫૯ | ગંગપુર | રાજા રઘુનાથ શંકરદેવ | ,, | ૩૭ | ૨૪૮૪ | ૮૫૦૦ |
| ૬૦ | જશપુર | રાજા પરતાપ નારાયણસીંગદેવ | ,, | ૩૯ | ૧૯૪૭ | ૧૪૦૦૦ |
| ૬૧ | કોરીઆ | રાજા પ્રાણસીંગદેવ | ,, | ૨૮ | ૧૬૩૧ | ૫૪૫૦ |
| ૬૨ | ઉદયપુર | રાજા બીન્દેસુરી પરસાદસીંગદેવ | ,, | ૫૯ | ૧૦૫૧ | ૪૦૦૦ |
| ૬૩ | સીરગુની | મહારાજા ઇન્દ્રસીંગદેવ | ,, | ૬૩ | ૬૧૦૩ | ૨૮૦૦૦ |
| ૬૪ | શીરઈકેલા | રાજા ચક્રધરસીંગદેવ બહાદુર | ,, | ૮૦ | ૪૫૭ | ૧૭૦૦૦ |
| | | | **મદ્રાસના સરદારો** | | | |
| ૬૫ | એંગાનાપલ્લી | નવાબ સૈયદ ફતેહઅલ્લીખાન | સૈયદ | * | ૨૦૬ | ૨૩૦૦૦૦ |
| ૬૬ | સાન્દુર | રાજા શીવશાન મુખારાવ | મરેઠા | ૪૧ | ૧૪૦ | ૫૦૦૦૦ |





# હૈદ્રાબાદ.

હૈદ્રાબાદનું રાજ્ય "હૈદ્રાબાદ અથવા નિજામનું રાજ્ય" એ નામથી ઓળખાયછે. તેના રાજ્યકર્તા જાતના પઠાણ અને તે "નિજામ"ની પદવિથી ઓળખાયછે. **સીમા**—ઉત્તરે સાગર અને નર્મદા કાંઠાનો પ્રાંત, પૂર્વે નાગપુર સંસ્થાન તાબે મુલક હતો તે, દક્ષિણે મદ્રાસ ઇલાકામાંના જીલ્લા, અને પશ્ચિમે મુંબાઇ ઇલાકામાંના જીલ્લા આવેલાછે.

આ રાજ્યનો **વિસ્તાર**—૯૮૦૦૦ ચોરસમેલ જમીનનોછે અને તેમાં વસ્તી આશરે ૧,૦૫,૦૦,૦૦૦ માણસનીછે. **વારસિક પેદાશ**—૩૨૦૦,૦૦,૦૦૦(બે કરોડ)ને આશરે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના આશ્રય તળેછે. અંગ્રેજ સરકારની જે ફોજ ત્યાં રક્ષણ માટે રહેછે તેના ખરચ પેટે વરાડપ્રાંત બ્રિટીશ સરકારને નિજામ સરકારે કાઢી આપેલોછે.

**દેશનું સ્વરૂપ**—આ રાજ્યનો મુલક સપાટછે પરંતુ કેટલેક ઠેકાણે નાના ડુંગર અને છુટા પર્વતછે. **મુખ્ય નદીઓ**—ગોદાવરી, પુરણા, દુધના, માંજરા, પ્રાણહિતા, વર્ધા, પેનગંગા, વાઇનગંગા, કૃષ્ણા, ભીમા, તુંગભદ્રા. એટલી મુખ્ય છે. સિવાય નાનાં નાળાં અને ઝરા પુષ્કળછે. **હવા**—આ દેશની હવા ઉત્તમછે. ઉનાળામાં ગરમી સાધારણછે પરંતુ રાત્રે ટાઢ ઘણી અને બપોરે તાપ ઘણોજ આકરો હોયછે. વરસાદ ઇશાન કોણમાંથી પુષ્કળ વરસેછે. **જમીન તથા નિપજ**—આ દેશની જમીન પાણીની આવદાની સારી હોવાથી પાકવાળીછે. જે ઠેકાણે નીકોનું પાણી આવવાની સોય

છે ત્યાં પાક ઘણો થાયછે. નિપજમાં મુખ્ય કરીને ચોખા, ઘહું, બાજરી, જાર, મકઇ, નાચણી, તેલીબીઆં, વિગેરે થાયછે.કપાસ અને શેરડી પણ થાયછે.તમાકુ કોઈ કોઇ ઠેકાણે પાકેછે પણ તે ઘણી પાકતી નથી. **કારિગરીની જણશો**—સુતરાઉ અને ઉનનું કાપડ દેશના ખપ માટે ઠામ ઠામ થાય છે. પાનદાનીઆં,હુક્કા વિગેરે બેદરમાં સરસ અને ઉંચા પ્રકારનાં થાયછે. **જનાવર**—ઘણું ખરૂં આખા દેશમાં ડુંગરની અંદર વાઘ, વરૂ, ચિત્રા, હરણ, સાવજ, વિગેરે અનેક જાતનાં જંગલી જનાવર હોયછે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્ય કરીને મુસલમાન, મરેઠા, તેલંગા, અને ગોંડ લોકનીછે. મુસલમાનની વસ્તી રાજધાનીના મુખ્ય શેહેર હૈદ્રાબાદમાં ઘણીછે. મરેઠાની વસ્તી પશ્ચિમ તરફના ભાગમાંછે. તેલંગા અગ્નિકોણ તરફ, અને ગોંડ ઈશાનકોણ તરફના ભાગમાંછે. આ દેશના લોકો પોતપોતાની ભાષા બોલેછે. **રેલવે**—વાડીજંકશન નામના રેલવેસ્ટેશનથી "નીજામ ગેરેન્ટીડ સ્ટેટરેલવે" નામની જે લાઇન જાયછે તેનો થોડો ભાગ આ દેશમાંછે. મુખ્ય શેહેરો—**હૈદ્રાબાદ** એ આ દેશની રાજધાનીનું મુખ્ય શેહેરછે અને તેને ફરતો કિલ્લોછે. એ શેહેર મુસી નદીને કાંઠેછે અને તે મોટું સુંદર શેહેરછે. સિવાય **શિકંદરાબાદ, ઔરંગાબાદ, જાફરાબાદ, દૌલતાબાદ, જાલને, બેદર, વારંગૂળ, નિર્મળ, નાંદેડ, ચિતૂર,** અને **ગોવળકોંડા** એ પ્રસિદ્ધ શેહેરોછે. ગોવળકોંડા હૈદ્રાબાદની વાવ્યકોણમાં ૭મૈલ ઉપરછે. એ શેહેર ભાગી જવા આવ્યુંછે પરંતુ એમાં એક કિલ્લો મજબુત હોવાથી તેમાં નિજામ સરકારનો ખજાનો

રહેછે. એ શેહેરના હિરા ઘણા પ્રસિદ્ધછે. વેરૂળ અને અજંટા-માં પ્રાચીનકાળનાં કોતર કામછે અને તે જોવા જેવાંછે. **દત્તકની સનંદ**—આ રાજ્યને માટે જો પછાડી વારસ ન હોય તો વગર નજરાણો આપે દત્તક લેવાની સનંદ નામદાર "કૈસરેહિંદ" તરફથી મળીછે. વળી **પાદશાહીવાવટો** પણ મહારાણી તરફથી સને ૧૮૭૭માં મળ્યોછે. *****યુદ્ધસામગ્રી**—આ રાજયની લશ્કરી પદ્ધતી ઇંગ્લાંડમાં જુના વખતમાં ચાલતા ફ્યુડલ ધારાને લગતીછે. રાજ્યના લશ્કરમાં ૩૫,૮૯૦ પેદલ, ૮૨૦૨ સ્વાર, અને ૭૨૫ તોપ રાખવાની સત્તાછે.

**ઇતિહાસ**—હૈદ્રાબાદના રાજયકર્તા પઠાણ જાતનાછે અને

---

*આવા વાવટા દખણનાં ઉપર લખેલાં તોપનાં માન મળતાંઆઠે રાજ્યોને ઘણું કરીને આપવામાં આવ્યાછે તથા દરેકમાં તે રાજ્યનું નામ લખવામાં આવ્યુંછે. એ વાવટા સુશોભિત સ્થંભ ઉપર લટકાવેલછે. તે તંબોળના આકારેછે. રેશમી ઉંચી જાતના બુટ્ટીદાર કપડાની ફરતી રંગ બેરંગી જાલરો તથા ભરગચ્ચીના ફુમતાઓથી શણગારેલાછે. સ્થંભને મથાળે "કૈસરેહિંદ મહારાણીના તાજનો આકાર બનાવી તેની નીચે ચોરસ તકિતમાં અંગ્રેજી અક્ષરે "હીઝહાયનેસ (રાજાનો કિતાબ અને રાજ્યનું નામ) તથા એ તકિતમાં બીજી બાજુએ અંગ્રેજી અક્ષરે "ફ્રોમ વિકટોરીઆ, એમપ્રેસ ઓફઇંડીઆ તા. ૧લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭" એ પ્રમાણે લખેલુંછે. વચ્ચેના ભાગમાં બાળબોધ અક્ષરે "કૈસરેહિંદ કે હજુરસેં" એ પ્રમાણે લખવામાં આવ્યુંછે.

તેમના વડીલો ઔરંગઝેબ બાદશાહના સુબેદાર હતા, જે હોદ્દા ઉપરથી તેમણે આ રાજ્ય મેળવેલું છે. એ રાજ્ય શી રીતે મેળવ્યું છે તે વીશે નીચે પ્રમાણે હેવાલછે.

દક્ષિણદેશના એક ભાગ ઉપર બ્રાહ્મણીવંશને*નામે ઓળખાતા પઠાણ જાતના મૂસલમાન રાજાઓ સન ૧૩૪૭થી ૧૫૨૬ સુધી રાજ્ય કરતા હતા. એસાલમાં હૈદ્રાબાદના મૂલકમાંથી તે વંશ છેવટને માટે બંધ પડ્યો અને કુતુબકુલીના-મના તરકોમાન જાતના રાજાનો અમલ થયો. એ મૂલક ઉપર સને ૧૫૯૯ ની સાલમાં અકબર બાદશાહે ૧૬૧૨ ની સાલમાં જહાંગીરે, ૧૬૨૦ અને ૧૬૨૧ માં શાહજહાને,અને ૧૬૫૦ની સાલમાં ઔરંગઝેબ બાદશાહે અનુક્રમે ચઢાઇઓ કરી હતી. છેલે પ્રસંગે એટલે ૧૬૫૦ માં મોગલપાદશાહે સલાહનું ખોટું ડોળ દેખાડી હૈદ્રાબાદ શેહેર ઉપર એકાએક અને કપટથી હલ્લો કર્યો. હૈદ્રાબાદ તે વખતે ગોવડકોંડા પ્રાંતની રાજધાની હતું. એ શેહેરને સર કરી લૂંટી લીધું અને પછી ત્યાંના રાજાને તે સખત સરતો કરી પાછું સોંપ્યું.પણ ઔરંગઝેબના છેવટના ઇરાદાની કોઇને ખબર નહોતી. એવીજ રીતની બીજી દગા ભરેલી ચઢાઈ કરી સને ૧૬૮૭

* એલફીન્સ્ટન સાહેબ વર્ણવેછે કે બ્રાહ્મણી નામ બ્રાહ્મણ શબ્દ ઉપરથી પડેલુંછે. તે વંશના મૂળ પુરૂષે એક બ્રાહ્મણનું ખેતર સાંથે ખેડવા રાખેલું તેમાંથી તેને પૂષ્કળ ખજાનો જડ્યો જે તેણે જમીનના માલીકને સોંપ્યો અને તે ઉપરથી તે માલીકે તેના ભલા માટે કોશીશ કરી.

ની સાલમાં તેણે જુના વંશના રાજાઓને કાઢી મુકયા અને ૧૬૮૮ની સાલમાં તે મૂલક પોતાના રાજ્ય સાથે જોડી દીધો. આ નવા મૂલકની સુબાગીરી પેહેલાં તો ઔરંગજેબે પોતાના વહાલા દીકરા કામબક્ષને સોંપી; એમ છતાં જ્યારે બહાદુરશાહ ગાદીપર બેઠો ત્યારે ઇ. સ. ૧૭૦૮ની સાલમાં કામબક્ષે બળવો ઉઠાવ્યો તેમાં તે હાર્યો, અને તેને થયેલા ધાની વેદનાથી મરણ પામ્યો. ફતેમહમદ બાદશાહે પછીથી તે મૂલકની સુબાગીરી પોતાના સૌથી હોશીઆર સરદાર જુલફીકારખાનને સોંપી પણ તેની દીલ્હીમાં જરૂર પડવાથી તેણે પોતાની તરફથી એક પહાણુ અમલદાર દાઉદખાન નીને મુકયો, જે ઔરંગજેબની લઢાઇઓમાં પ્રખ્યાત થયો હતો. સન ૧૭૧૩ની સાલમાં દાઉદખાનને ખસેડવામાં આવ્યો અને તેને ત્રણ વરસબાદ ફરૂકશીયર પાદશાહના સેનાપતી હુસેનઅલીએ હરાવી કાપી નાંખ્યો. દાઉદખાનની પછી ચીતકીલીચખાન થયો. તે પછીથી અસોફજહાં અને નીજામઉલમૂલ્કના કીતાબથી ઓળખાયો. હાલમાં હૈદ્રાબાદમાં જે રાજ્ય કરતાછે તે આ અસોફજહાના વંશનાછે.

અસોફજહાં નામથી હવે આપણે જેને ઓળખીશું તે ઔરંગજેબ પાદશાહના એક આબરૂદાર તુરકી કુળના ગાજીઉદ્દીન નામે સરદારનો દીકરો હતો. તે અક્કલવાન, દાવપેચી અને આચકો નહીં ખાય એવો નર હતો. તેણે સન ૧૭૨૪ની સાલ સુધી દીલ્હીના પાદશાહની તાબેદારી હેઠળ સુબાગીરી કરી. થોડોક વખત તેણે સુબાગીરી છોડી હતી પણ તે વખતે તેણે પાદશાહના મૂખ્ય દીવાનની નોકરી

કરી હતી. પાદશાહ તેનાથી ડરતો હતો તેથી તેણે (પાદશાહે) સને ૧૭૨૪ની સાલમાં હૈદ્રાબાદના સ્થાનીક હાકેમ મુબારીજખાનને નીઝામઉલ્મુલ્કની સામે થઇ તેની જગ્યાપર બેસી જવાને ઉસ્કેર્યો. તેણે તેમ કરવાને કોશીસ તો કીધી, પણ સન ૧૭૨૪ની સાલમાં તે હાર્યો અને કપાઇ મુઓ. પોતાના ધણી પાદશાહે નીમેલા પુરૂષના ઉપર ફતેહ મેળવી તેની મુબારકબાદી અસોફજહાંએ પાદશાહને લખી જણાવી અને તે પત્ર સાથે તે નીમેલાં પુરૂષનું માથું મોકલી દીધું અને એ વખતથીજ અસોફજહાં સ્વતંત્ર રાજા તરીકે વરતવા લાગ્યો.

તેનાં કાવત્રાં તથા લઢાઇઓનું વર્ણન આ જગાપર કરવું જરૂરનું જણાતું નથી કારણ આ બાબત સાથે તેને ઝાઝો સબંધ નથી. ફકત એટલુંજ કહેવું બસ થશે કે તેણે હૈદ્રાબાદનું રાજ્ય સ્થાપ્યું અને જ્યારે તે સન ૧૭૪૮ની સાલમાં મરી ગયો ત્યારે તેનો અમલ નર્મદા નદીથી તે ત્રીચીનાપલ્લી સુધી અને મછલીપટ્ટણથી તે વીજાપુર સુધી ફેલાયો હતો.

અસોફજહાં મરી ગયો ત્યારે તેને ઔરસ તથા અનૌરસ મળીને ૬ દીકરા અને ૬ દીકરીઓ હતી. તેની એક પુત્રીના લગ્ન વીશે બોલવું જરૂરનુંછે. કારણ કે તેણીને જે ફરજંદ પેદા થયો તેનાથી ફ્રેંચ તથા ઈંગ્રેજલોકો વચ્ચે શ્રેષ્ટતાને માટે જે લઢાઇઓ ચાલેલી તેમાં ઘણી અસર થઈ હતી. વડી ઔરસ પુત્રી લાહોરના સુબેદાર વેરે પરણાવી હતી અને નાનીનું લગ્ન હૈદ્રાબાદના એક ઉમરાવ સાથે કીધું હતું. તેણીને મુજફ્ફરજંઘ નામે પુત્ર પેદા થયો તે અસોફજહાંને એટલો

બધો વહાલો હતો કે તે તેને સર્વ સ્થળે પોતાના નક્કી કરેલા વારસ તરીકે ગણતો હતો. ખરૂં પૂછાવો તો અસોફજહાંએ પોતાની પછી મૂજફ્ફરજંઘને ગાદી આપવાને માટે દીલ્હીના પાદશાહ પાસેથી એક ફરમાન પણ મેળવી રાખ્યું હતું.

આ ગોઠવણ કબુલ રાખવામાં આવશે એવું ધારવામાં આવતું નહોતુ કારણ તેના છ પુત્રોમાં સૌથી વડો ગાઝીઉદ્દીનખાન પાદશાહી નોકરીમાં મોટો હોદ્દો ધરાવતો હતો. તેણે અનિશ્ચિત ફતેહને માટે સઘળી વાતે જોખમ માથે રાખી દીલ્હીની કોર્ટમાં પોતાનું નશીબ અજમાવવાને ધાર્યું. બીજો પુત્ર નાસીરજંગ પોતાના બાપની સામે હમેશ બળવા કરવામાં મચેલો રહ્યો હતો. પણ જ્યારે અસોફજહાં મરી ગયો ત્યારે તે તેની પાસે હતો બાકીના ચાર પુત્રો પૈકી પાંચમો નીઝામઅલ્લી હતો તેને માટે કાંઇક આશા રાખી શકાય તેવો હતો પણ તે હજી નાનો હતો અને તેઓ સઘળાને એક બીજાથી નોખા રાખવામાં આવ્યા હતા-

જ્યારે અસોફજહાં મરી ગયો ત્યારે તેનો ઠરાવી રાખેલો વારસ મૂજફ્ફરજંગ તેના મૂલક બીજાપુરમાં હતો અને બીજો છોકરો **નાસીરજંગ** તે જગોપર હાજર હતો. આ રાજા પોતાના દેશના કૌવત અને રીવાજ મુજબ વર્ત્યો. તેણે પોતાના બાપનો ખજાનો હસ્તગ કીધો; લશ્કરના આગેવાનોને લાંચ આપી પોતાની તરફેણમાં ખેંચી લીધા, અને પોતે દક્ષિણનો સુબેદારછે એમ ઢંઢેરો પીટાવ્યો.

ગાદીનો વારસ પોતેછે અને તે વારસાને માટે તેને ઉછે-

રી તૈયાર કર્યો હતો એમ મનમાં આણીને મૂજફ્ફરજંગે નાસીરજંગને કબુલ રાખ્યો નહિ અને મરેઠાઓની મદદ માગી. મરેઠાઓ પાસેથી મદદનું વચન લેઈ તેણે પોંડીચરીના ગવર્નર ડુપ્લે પાસેથી અગત્યની મદદ મેળવી. ડુપ્લે સાથે તેનું મળી જવું પેહેલવેહેલું ખાતરી પૂર્વક નહોતું. અંબુર આગળ તેના મળતીઆ ચંદા સાહેબે કર્ણાટકના નવાબને હરાવી કતલ કીધો પરંતુ પેહેલાં બનેલા બનાવ તેને પ્રતિકુળ હતા અને મૂજફ્ફરજંગ નાસીરજંગને શરણ થયો, જેણે તેને તરતજ બેડીઓમાં નાંખ્યો પણ તેના મળતીઆ ફ્રેંચ લોકોએ તેને બચાવ્યો. તા. ૧૨મી એપ્રીલ સને ૧૭૫૦ને રોજ નાસીરજંગની છાવણી ઉપર ડીલેટુયની એક ટુકડીએ છાપો માર્યો. પેહેલી સપ્ટેંબરને રોજ તેના લેફ્ટેનેન્ટ મહમદઅલ્લીનો ડીલેટુયે છેક પરાભવ કીધો એજ માસની અગીઆરમી તારીખે બુસીએ જીંજીનો કીલ્લો કબજે કર્યો. અને ડીસેંબર માસની ૧૬મી તારીખે ફરીથી ડીલૅટુયે નાસીરજંગની છાવણી ઉપર છાપો માર્યો અને તેમાં નાસીરજંગ માર્યો ગયો. મૂજફ્ફરજંગ છુટો થયો અને એકદમ તેને સુબેદાર જાહેર કરવામાં આવ્યો.

એ હોદ્દો તેણે લાંબા વખત સુધી ભોગવ્યો નહિ. હૈદ્રાબાદનો કબજો લેવા જતાં રસ્તામાં તેને કડલપાટ, કરનુલ અને સાવનુરના નવાબોએ ફેબ્રુવારી ૧૭૫૧માં દગાથી મારી નાખ્યો. તેની જગાપર એકદમ અસોફજહાંનો ત્રીજો દીકરો સલાબતજંગ બેઠો. સલાબતજંગે દસ વરસ ગાદી ભોગવી તે દરમ્યાન જે કાંઇ બનાવો બન્યા તે સઘળા, હીંદુસ્તાનમાં

ફ્રેંચલોકોની ચઢતી પડતીના નજીકના સબંધના હતા.

હૈદ્રાબાદના ઇતિહાસનો આ ભાગ તે ખરેખર બીલકુલ હીંદુસ્તાનમાં ફ્રેંચલોકોનોજ ઇતિહાસછે. તેથી તેને અહિં સ્વીસ્તર લખવામાં આવ્યો નથી. ફક્ત એટલું કહેવું બસ થશે કે સને ૧૭૫૯ના જાનેવારી માસમાં કરનલ ફોર્ડે કોન્ફલન્સને હરાવ્યો. સલાબતજંગ કે જે કોન્ફલન્સને મદદ કરવા મોટું લશ્કર લેઈ કૂચ કરી જતો હતો. તેને ઇંગ્રેજોએ ભયમાં નાખી એક સંધી ઉપર તેની પાસે સહી કરાવી લીધી, જે સંધીમાં તેણે ફ્રેંચલોકોનો સંગ છોડી દેવાને, તથા ફ્રેંચ લોકોનું લશ્કર પોતાના મૂલકમાં નહીં રાખવાને કબુલ કીધું; અને વરસ દહાડે ચાર લાખ રૂપીઆની ઉપજનો મૂલક ઈંગ્રેજોને સ્વાધીન કીધો. એ પ્રમાણે ફ્રેંચલોકોથી છુટા પડયા બાદ સલાબતજંગ ઝાઝા દહાડા જીવ્યો નહીં. ઇ. સ. ૧૭૬૧માં તેના ભાઈ નીજામઅલ્લીએ તેની સામે એક કાવતરૂં કર્યું, જેમાં તે ફાવ્યો અને તેણે **સલાબતજંગ** કેદ કરી લીધો અને બે વરસ બાદ તેનું ખૂન કર્યું.

**નીજામઅલ્લી** જો કે કોઇ પણ કામ કરવામાં આચકો ખાય તેવો નહોતો અને સત્તાનો શોખી હતો તોપણ તેનામાં સત્તા થોડીજ હતી. ૧૭૬૧ની સાલમાં તેણે મરેઠાલોકનો એક હુમલો પાછો હઠાવ્યો. ચાર વરસ બાદ લાગ સાધીને તેણે ઇંગ્રેજના રક્ષણ હેઠળના કર્ણાટકપ્રાંત ઉપર એકાએક ચઢાઈ કરી તે દેશને લૂટયો. આનું સ્વભાવીક રીતે વેર લેવામાં આવ્યું પણ ઇંગ્રેજલોકો તે વખતે ખુલ્લી દુશ્મનાવટ કરવાને તૈયાર ન હોવાથી તેમણે મેજર કાલીઅડ સાહેબને

નીજામસરકાર સાથે સલાહ કરવાને તથા શાંત અને સંતોષકારક પાયા ઉપર વાત આણી મુકવાની કોશીશ કરવાને વાસ્તે નીમ્યો. કાલીઅડે ચલાવેલા કહેણથી હૈદ્રાબાદ સાથે સંધી થઇ તેની રૂએ ઈસ્ટ ઈન્ડીઆ કંપનીએ નીજામસરકાર પાસેથી ઉત્તરસરકાર પ્રાંત દર વરસે નવલાખ રૂપીઆ ગણોત આપી રાખવાને કબુલ કીધું. જ્યારે જ્યારે નીજામ સરકારને કંપનીના મદદગાર લસ્કરની જરૂર પડે ત્યારે ત્યારે લશ્કર પુરૂ પાડવાને કંપનીએ માથે રાખ્યું અને તે લશ્કરનો પગાર તે નવ લાખ રૂપીઆમાંથી આપવાનો ઠર્યો. નીજામસરકાર પણ પોતાના લશ્કરની મદદ ઇંગ્રેજસરકારને આપવાને બંધાયા.

આ વખતે હૈદરઅલીએ બંગ્લોરને ઘેરો ઘાલ્યો હતો તેમાં નીજામને મદદ કરવા સારૂ ઇંગ્રેજસરકારે પોતે આપેલું વચન પાળીને બે પલટણો મોકલી. પણ પોતાની હમેશની ગોઠવણ મુજબ હૈદરઅલી નીજામને ઈંગ્રેજ લોકોનો પક્ષ છોડાવી પોતાના પક્ષમાં લાવવાના કામમાં ફતેહ પામ્યો.બંને રાજાઓએ પછી પોતાની ફોજો એકઠી કરી અને ઇ. સ. ૧૭૬૭ના આગષ્ટ માસમાં કર્ણાટક ઉપર ચઢાઈ કરી. તેઓનો જરા અટકાવ કરવામાં આવ્યો. તેથી ઉશ્કેરાઈ તેમણે ઇંગ્રેજોની એક ટુકડી ઉપર હલ્લો કર્યો. આ ટુકડીને લેફ્ટેનેન્ટ કરનલ સ્મીથની સરદારી નીચે નીજામઅલીને મદદ કરવાને મોકલવામાં આવી હતી. સ્મીથને ત્રીકોમાલી તરફ પાછા હઠવું પડયું પણ પાછળથી પોતાની સંતાઈ રહેવાની જગોમાંથી નીકળીને તેણે દુશ્મનોનો એટલોબધો ઘાણ વાળ્યો

કે દુશ્મનોએ સલાહ કરવાની ઇચ્છા દર્શાવી. નીજામ જે સરતો કબુલ કરે તે દાખલ થઈ શકે તેવી ન હોવાથી અને સ્મીથ સાહેબને નવા લશ્કરની મદદ આવી મળવાથી તેણે ફરીને અંબુર આગળ નીજામ અને તેના મળતીઆ ઉપર હુમલો કીધો અને તેમને કાવારીપટનમાં હાંકી કાઢયા. હવે નીજામની આંખો ઉઘડી. તેણે માગેલી સરતો કબુલ કીધી અને તા. ૨૬મી ફેબ્રુઆરી સન ૧૭૬૮ના રોજ કરાર પત્ર ઉપર સહી કરી. આથી ફરીને દક્ષિણના સુબેદારોએ હૈદરઅલીને જે જે સનંદો આપેલી તે તેણે રદ બાતલ કરી. ઘાટ ઉપરના કર્ણાટકનો મૂલક જે હૈદરે લેઈ લીધો હતો તેનો કારોબાર ઇંગ્રેજોને સોંપવાને તેણે કબુલ કીધું અને તેના બદલામાં ઇંગ્રેજોએ તેને દર વરસે સાત લાખ રૂપીઆ આપવા તથા કર્ણાટકના નવાબના મૂલકમાં વચે પડતું નહિ અને ઉત્તરસરકારને માટે જે રકમ લેવામાં આવતી તે ઘટાડી નાખવી એવો ઠરાવ થયો. છેવટે ઇંગ્રેજસરકારે નીજામસરકાર માગે તો તેને બે પલટણો તોપો સાથે આપવી એવું પણ કબુલ કીધું, અને એવી સરત કરી કે તેમનું ખરચ નીજામ આપે. વળી નીજામે સમજી રાખવું જોઇએ કે તે બે પલટણો ઇંગ્રેજસરકારના મળતીઆ રાજા સામે લઢવાને માટે મળશે નહિ. હૈદરઅલીના સબંધના આ સંધીના કરાર અમલમાં આવ્યા નહોતા સબબ બીજે વરસે તેની સાથે કરાર કરવામાં આવ્યા.

ઈ. સ. ૧૭૯૯ની સાલમાં બીજો ઘોટાળો ઉત્પંન થયો તેથી નીજામ ફરીથી ઇંગ્રેજો સાથે લડાઇમાં ગુંચાશે એવી

ધાસ્તી લાગી અને વાજબી રીતે જોઇએ તો તેમાં નીઝા-મનો કાંઇ દોષ નહોતો. તેના મોટા ભાઈ બસાલતજંગને નીજામઅલ્લીએ ગંતુરની જાગીર આપી હતી, જે ઉત્તરસર-કારના તાબાનું હતું પણ કંપનીને દીલ્હીના પાદશાહ તર-ફથી સરકાર પ્રાંતના હકને માટે એક સનંદ મળી હતી તેથી એવું ઠરાવવામાં આવ્યું કે બસાલતજંગ મરી જાય ત્યારે તે ઇંગ્રેજોને મળવું જોઇએ. સન ૧૭૬૮ની સં-ધીના બીજા પેરેગ્રાફમાં લખેલા કેટલાક ઠરાવ મુજબ આ વાત મંજુર કરવામાં આવી હતી. હવે સન ૧૭૭૪ની સા-લમાં બસાલતજંગે લલચાઇને પોતાની નોકરીમાં ફ્રેંચ લશ્કરને રાખ્યું તેથી કરીને તેનો ધણી નીજામઅલ્લી અંગ્રે-જો સાથે બંધાયલો કે મારે ફ્રેંચોને નોકરીમાં ન રાખવા, અને આ વાત તો તેથી ઉલટી બની માટે પોતાના તાબે-દારને ફ્રેંચલોકોને કાઢી મુકવા હુકમ કરવાની તેને જરૂર જણાઈ પણ બસાલતજંગે તેમને કાઢી મુકયા નહિ પરંતુ પાંચ વરસ બાદ જ્યારે હૈદરઅલ્લીએ તેને ધમકાવ્યો ત્યારે તેણે અંગ્રેજોની મદદ માગી. પોતે એકઠા કરેલા ફ્રેંચલોકોને કાઢી મુકવા, તેમને બદલે બ્રીટીશ ટુકડી રાખવા, અને ગંતુર પરગણું અંગ્રેજોને ભાડે આપવાનું તેણે કબુ-લ કીધું. એથી નીજામને ગુસ્સો આવ્યો, તેમાં તે પક્ષકાર નહોતો તેમ તેની સલાહ પણ લેવામાં આવી નહોતી અને તેથી કરીને સન ૧૭૬૮ની સંધીના બીજા પેરેગ્રાફનું ઉલંઘન થતું હતું. બીજે વરસે જ્યારે વિલાયતની સરકારે આ અને બીજા ગુન્હાને માટે પોતાની નાખુશી

જણાવી અને મદ્રાસના ગવર્નર સરથોમસ રમબોલ્ડ તથા તેની કાઉન્સીલના કેટલાક મેમ્બરોને બરતરફ કીધા ત્યારે નીજામઅલ્લીની વાત ખરી હતી તે સાબીત થઈ.

એ વખતે તો તેના દુઃખનું નીવારણ કાંઈ થયું નહિ; તેથી તે હૈદરઅલ્લીના પક્ષમાં ગયો, અને બસાલતજંગને ધમકી આપી કે ઇંગ્રેજો સાથે તેં જે કોલકરાર કર્યાછે તે જો રદ નહીં કરે તો તારા ઉપર ચઢાઈ કરવામાં આવશે. એજ વખતે ઇંગ્રેજો સામે મહારાજા સિંધિઆની ફતેહ થઈ હતી અને ઇંગ્રેજોને વારગામ મુકામે કરાર કરવાની જરૂર પડી હતી તેથી નીજામઅલ્લીને ઉત્તેજન મળ્યું. તેણે હૈદર અને મરેઠાઓ સાથે એક મત થઈ ઠરાવ કીધો કે આપણે ઇંગ્રેજો સાથે જબરી દુશ્મનાવટ કરી દેશી રાજ્યોના સામાન્ય દુશ્મન ઇંગ્રેજોનો ખોડો કાઢવો પણ મહાદજીસિંધિઆના લાંબા વિચાર જેવા નીજામઅલ્લીના નહોતા. વળી તેનામાં દઢતા તો હતીજ નહિ. ગંતુર વીશેનો મદ્રાસની સરકારનો ફેંસલો બંગાળાની સરકારે ના મંજુર કીધો તેથી *ગંતુરતેને પાછું આપવામાં આવ્યું અને એવખતે તેને શાંત પાડી સમજાવવાની કોશીસ કરવામાં આવી. આ કોશીશ એટલી બધી ફતેહમંદ નીવડી કે જરૂરની મદદ આપવાની સત્તાની સાથે હૈદરે જે છેલ્લો બ્રિટિશ લોકો સાથે વીગ્રહ કીધો તેમાં નીજામઅલ્લી હૈદરથી દૂર રહ્યો.

બસાલતજંગ સન ૧૭૮૨ની સાલમાં મરણ પામ્યો. હક મુજબ ગંતુર તે વખતે ઇંગ્રેજસરકારનું થયું પણ નીજામ-

* નીજામે પોતાની નોકરીમાં ફ્રેંચ રસાલો રાખ્યો.

અલ્લીએ તે કબજે કીધું અને ૭ વરસ સુધી એટલે ૧૭૮૮. ના સપ્ટેમ્બર મહીના સુધી તે તેણે પાછું તાબે કરી આપ્યું નહિ. તેના ભાડા પેટે ૭૨૦૦૦ પૌંડ તેને સન ૧૮૨૩ની સાલ સુધી મળ્યા જતા હતાઅને૧૮૨૩ની સાલમાં ૩૧૧૬૬૬૬૬૬ રૂપીઆ અથવા ૧૨૦૧૨૦૧ પૌંડ એટલે કે વર્ષાસનની રકમ રોકડી આપીને તે મુકાવ્યું.

બીજે વરસે એટલે ઇ. સ. ૧૭૮૯ માં ટીપુસુલતાન અને અંગ્રેજો વચ્ચે વીગ્રહ ચાલ્યો. નીજામઅલ્લીને એક બાજુ પકડવાની ફરજ પડી. તેને ટીપુનો ભરૂસો ન આવ્યો કારણકે તેને લાગ્યું કે જો તે ઇંગ્રેજો ઉપર ફતેહ મેળવશે તો મારા પોતાના મળતીઆ ટીપુનો હું નકી ભોગ થઈ પડીશ.દરેક વિચારે તેને ઇંગ્રેજોના પક્ષમાં જવાને લલચાવ્યો અને તેના વિચારને ઉત્તેજન આપવાને લૉર્ડ કાર્નવાલીસે તેને માગણી કરી અને તે વીગ્રહમાં જે કાંઈ લાભ મળે તેમાં તેને ભાગ આપવાને કાર્નવાલીસે વચન આપ્યુ. નીજામઅલ્લી પોતાના મૂલકની કાર્નવાલીસ બાંહેધરી કરે તે માટે ઘણો આતુર હતો. કેમકે તેને ધાસ્તી લાગી કે જ્યારે તેનું લશ્કર ટીપુ સાથે લઢવામાં ગુંથાય ત્યારે મરેઠા લોકો તેનાં નીરાધાર શેહેરો લૂટી લેશે. તોપણ આ બાંહેધરી કરવાને લૉર્ડકાર્નવાલીસે ના પાડી અને તે સરત સિવાય સંધીપર સહીઓ થઈ.

આ સંધી જેને પેશ્વા સરકારે પણ કબુલ રાખી તેમાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે સંધી કરનાર પક્ષકારોએ

લઢાઈ જોરમાં ચલાવવી નહિ, તેમજ સઘળાઓની મંજુરી સિવાય સલાહ પણ કરવી નહિ તથા જીતમાં જે કાંઈ મળે તેના બરાબર ભાગ પાડી લેવા.

લઢાઈ ઘણા લાંબા વખત સુધી ચાલી નહિ. સને ૧૭૯૨ ના ફેબ્રુવારી માસમાં ટીપુ સાથે શ્રીરંગપટણના કીલ્લામાં સલાહના કોલકરાર થયા, જેમાં ટીપુએ પોતાનું અરધું રાજ્ય આપ્યું. નીજામને ભાગ વરસ દહાડે ૫૨૬૪૦૦૦ રૂપીઆની ઉપજનો મૂલક આવ્યો તથા ટીપુ પાસેથી જે રોકડ રકમ લેવાની હતી તેનો ત્રીજો ભાગ જે આવ્યો તે ૩૦ લાખ રૂપીઆ હતા.

આગળ કહેવામાં આવ્યુંછે કે ટીપુ સામે અંગ્રેજ સરકારની સાથે નીજામે એકસંપ કીધો તે વખતે તેણે પોતાના રાજ્યોની બાંહેધરી ઇંગ્રેજ સરકાર કરે તેવી તેની ઇચ્છા લાર્ડકાર્નવાલીશને જણાવી હતી. અને મરેઠા લોકોની લૂચ્ચાઈને લીધે તેની આ ઇચ્છાને ઉત્તેજન મળ્યું હતું. થોડાજ વખતમાં તેને જણાઈ આવ્યું કે તેને આ બીહીક રાખવાને કારણ હતું. બંને રાજ્યો વચે ઘણા દીવસનો હીસાબ ચઢેલો હતો. નીજામને દેવું પડતું હતું અને તે દેવું વાળવાને તે શક્તીવાન નથી એમ પોતે જણાવતો હતો તેથી કરીને ઈ. સ. ૧૭૯૪ ની સાલમાં મરેઠા લોકોએ પોતાનો હક જોરજૂલમથી અમલમાં લાવવા ઇરાદો જણાવ્યો. ગવર્નરજનરલ લૉર્ડ ટેનમાઉથે વચે પડવાની ઇચ્છા જણાવી તે વ્યર્થ ગઈ. પેશ્વાએ તે બાબત નાપાડી. ઇ.સ. ૧૭૯૫ના

ફેબ્રુઆરી માસમાં શત્રુવટ શરૂ થઈ. નીજામ સરકારે ગોથુ ખવાડે તેવી નબળાઈ અને નામરદાઈની હદપર આવી જાય તેવી સાવધતાથી લડાઈ ચલાવી. ખરેખર તે દુશ્મનો સાથે એક લડાઈ લડ્યો, જેમાં બંને પક્ષનો સરખો જયવિજય થયો પરંતુ જ્યાં આગળ રહીને તે લડાઈ લડ્યો તેજ જગો ઉપર તેના ફ્રેંચ લશ્કરના સરદાર રેમાંડે તેના સૂચવ્યા મુજબ જો તે છાવણી નાખી રહ્યો હોત તો દુશ્મનો નાશી જાત. પણ રાતની વખતે તે નાશીને કુર્દલાના નાના કીલ્લામાં ભરાઈ બેઠો. મરેઠા લોકે જોરથી તેની પાછળ પડી તેને ઘેરી લીધો; તથા તેને ખોરાક મળતો અટકાવ્યો અને સલાહ કરવાની તેને જરૂર પાડી. તેને જે સરતો કબુલ કરવી પડી તે ઘણીજ નામોશી લગાડે તેવી હતી. દર વરસે ૩૫ લાખ રૂપીઆની ઉપજનો મૂલક, ૩૦ લાખ રૂપીઆ રોકડા તથા આ સરતો તે પાળે ત્યાં સુધી પોતાના દીવાનને સાનમાં આપવાની નિજામને જરૂર પડી. અહીઆં કહેવું જોઇએ કે જેટલો મૂલક આ વખતે તેણે મરેઠાઓને આપ્યો તેનો ¾ ભાગ માધવરાવ પેશ્વાના મરણબાદ થએલા ઝગડાની દરમ્યાન તેને પાછો મળ્યો.

દુશ્મનાવટ શરૂ થતાની અગાઉ બે પલટણોની મદદ આપવા નીજામે ગવર્નરજનરલને અરજ કરી હતી. પેશ્વા સરકાર જેની સાથે ઇંગ્રેજને કાંઈ તકરાર નહોતી તેની સાથે લડાઇ લડે તેમાં લાર્ડ ટેનમાઉથ રાજી નહોતો માટે તેણે મદદ આપવા ના પાડી. જો કે તેણે ખુલ્લી મદદ આપવા ના પાડી તોપણ જે વખતે નીજામ સરકાર પોતાનું

બધું લશ્કર દુશ્મનો સાથે લઢાઇમાં દોરવી જાય તે વખતે બ્રિટિશ સિપાઇઓએ નીજામના રાજ્યમાં સઘળે સલાહસંપ જાળવે ને તે માટેગવર્નર જનરલે બંદોબસ્ત કીધો હતો.આ વાત ઉપર પ્રમાણે જોઇએ તેટલી સભ્યતાની હદ ઉપરાંતહતી એવું પેશ્વાસમજ્યો હશે એવો વીચાર કરીને ગવર્નરજનરલે બંદોબસ્ત રાખવાની ગોઠવણ કરી હતી. આટલી બધી પરોપકાર બુદ્ધી બતાવી પરંતુ ખુલ્લી મદદ આપવા ના કહી તે વાત નીજામઅલ્લીના મનમાં • પાકી ઠસી. હવેથી બ્રિટિશ સરકારની મદદથી બીલકુલ છુટા રહેવું એવો વીચાર કરીને તેણે બ્રીટીશ સરકારે તેને ત્યાં જે મદદગાર લશ્કર મુકયું હતું તેને કાઢી મુકવાનો તેણે ઠરાવ કીધો અને પોતાની નોકરીમાં ફ્રેંચ અમલદારોના હાથ નીચે કેળવાયલું લશ્કર રાખવા નકી કર્યું, કેટલાકને તેણે પોતાના ભાઈ બસાલતજંગ પાસેથી પેહેલેથી આણી રાખ્યા હતા. અંગ્રેજી પલટણોને હૈદ્રાબાદ છોડવાનો હુકમ મળતાં તરતજ તે હૈદ્રાબાદ છોડી કૂચ કરી ગઈ હતી પણ એટલામાં એક એવો બનાવ બન્યો કે જેથી તેમને પાછી બોલાવવાને નીજામઅલ્લીએ તાકીદે તેડાં મોકલ્યાં. આ બીના તે તેના વડા પૂત્ર અલીજહાંનો બળવો હતો. પોતાના કુટુંબની રીત મુજબ બરાબર અલીજહાંએ પોતાના બાપ સામે બળવો કીધો હતો. કારણ પોતાનાબાપે જે રાજ્ય મેળવ્યું હતું તે તેણે પોતાના ભાઈ સામે બળવો કરીનેજ મેળવ્યું હતું. તેથી આ વખતે અલીજહાંએ વિચાર્યું કે બાપની મરજી ઉપર આધાર રાખી નકામો લાં-

ઓ વખત સુધી રાહા જોયા કરવી તેના કરતાં તે રસ્તો વધારે સલામત અને ટુંકો છે. તેથી કરીને તેણે બળવો ઉઠાવ્યો. તેનામાં એક લેશમાત્ર પણ અક્કલ હોતતો તે પોતાના કામમાં ફતેહ પામત પણ તેટલી પણ તેનામાં અક્કલ નહોતી તેથી તે નિષ્ફળ થયો. તેની પાછળ મોકલેલા ફ્રેંચ રસાલાઓએ તેને પકડી લીધો. જે વખતે તેને હાથી ઉપર બેસાડીને હૈદ્રાબાદ લેઈ જતા હતા તે વખતે દીવાને હુકમ કીધો કે હાથીના હોદ્દા ઉપર પડદો નાખવો જોઇએ. આ પ્રમાણે અપમાન થવાથી તે ઝેર ખાઈ મરી ગયો. કારણ કે મુસલમાનમાં બઈરીઓના ઉપર બુરખો નંખાય છે તેથી મુસલમાનને આ વાતથી ઘણુંજ અપમાન લાગેછે. તે દરમ્યાન બ્રીટીશ મદદગાર લશ્કર પાછું આવ્યું હતું અને હજુ પણ હું સલામત નથી એમ ધારીને તે લશ્કરને તેણે રહેવા દીધું.

ઉપર પ્રમાણે ફ્રેન્ચ અમલદારોના હાથ તળેના લશ્કરનો વધારો થયાં જતો હતો તે વાત અંગ્રેજસરકારને અપમાન જેવી થતી હતી. ઇ. સ. ૧૭૯૮ ની સાલમાં નીઝામ પાસે યૂરોપની રીત મુજબ કવાયદ શીખી તૈયાર થયેલું ૧૪૦૦૦ માણસનું લશ્કર હતું અને તેના ઉપર ૧૨૪ ફ્રેન્ચ અમલદારો હતા તથા દરેક ૧૦૦૦ માણસની પલટણમાં ૮ વધારાના અમલદારો હતા. આ દહેશત ઉપજાવે એવા લશ્કરનો સરદાર રેમાંડ હતો.

ઘણા અંગ્રેજ લખનારા આ પ્રખ્યાત માણસને ફક્ત "સાહસીક રેમાંડ" કરીને કહેછે. તે સાહસીક નર હતો એ

વાતતો ખરીજછે પરંતુ સાહસીક શબ્દના ખરા **અર્થનો** તેણે ઓદ્ધાર કર્યો હતો. તે શૂરો, હીંમતવાન, બહાદુર, વિશ્વાસુ અને લશ્કરની યોજના કરી ગોઠવવામાં પ્રખ્યાત નર હતો અને જે સહાસીક પુરૂષો પોતાના દેશમાં પ્રરાક્રમો કરી દેશના ઇતિહાસમાં નામના કરી ગયા છે તેમની માફક તે આપણા પોતાના જમાનાના ગેરીબોલ્ડી જેવો હતો. તેના વીશે ટુકમાં નીચે મુજબ હકીકતછે. ગેસ્ટુની પ્રાંતમાં આવેલા સોરીનેક ગામમાં તે સને ૧૭૫૫ની માલમાં જન્મ્યો હતો. વીસવરસની ઉમરે હૈદરઅલ્લીની નોકરીમાં શીવલીઅર ડીલાસીના હાથ નીચે તે ફ્રેન્ચ રસાલામાં સબ લેફ્ટેનેન્ટ હતો. કેટલાક પ્રસંગે તેણે બહાદુરી ભરેલી ચાલ બતાવી તેથી ફ્રેન્ચ અમલદારોનું લક્ષ તેના તરફ ખેંચાયું, જેથી કરીને ફ્રેન્ચ લશ્કરમાં કપતાનની જગો તેને તરતજ મળી અને જ્યારે સન ૧૭૮૩ ની સાલમાં અંગ્રેજોની સામે હૈદરઅલ્લીને મદદ કરવાને બુસી આવ્યો ત્યારે બુસીએ રેમાંડને સેનાપતી તરફથી લશ્કરના અમલદારોપર સંદેશો લેઈ જનારનો એટલે નકીબનો હોદ્દો આપ્યો. બુસીના મરણ પછી સન ૧૭૮૬ ની સાલમાં પાંડીશરીના ગવનરે નીજામને ભલામણ કરી કે રેમાંડજ બરાબર ભરોંસો કરવા લાયક અમલદાર છે. નીજામઅલ્લીએ તેને એક પાયદળ પલટણ ઉભી કરવાનું કામ સોંપ્યું અને તેને દરમાસે પાંચ હજાર રૂપીઆનો પગાર બાંધી આપ્યો. આ પ્રમાણે તૈયાર કરેલી પલટણ નીજામે કોઈ વખત જોઈ હોય તેના કરતાં પણ ચઢીઆતી હતી તેથી રેમાંડને ધીમે ધીમે તેવી

ચોદપલટણો તૈયાર કરવાને ઉત્તેજન આપ્યું. એતો ખરેખરી વાતછે કે હીંદુસ્તાનના કોઈ પણ રાજા પાસે બલકે મહાદજી સિંધિઆ અગર તેની પાછળ થનાર દોલતરાવ સિંધિઆની નોકરીમાં આના કરતાં વધારે સરસ લશ્કર નહોતું. ઈ. સ. ૧૭૯૬ માં મરેઠા સામેની લઢાઇમાં રેમાંડ તથા તેના લશ્કરેજ મરેઠા ઘોડેસ્વારોના હુમલાને પાછા હઠાવ્યા હતા અને જો નીઝામ અને તેના અનીયમીત લશ્કરે રણક્ષેત્ર છોડયું નહોતતો તેજ તેમને સજ્જડ હરાવત. તેની પ્રતિષ્ઠા જે તે વખતે ઘણી હતી તે હજુ સુધી પણ ચાલુછે અને સચાઇથી કહેવામાં આવેછે કે જેવી રીતે હૈદ્રાબાદના કુટંબની દંતકથા અને યાદગીરીમાં રેમાંડનું નામ તેને મૂવાને હાલ ૭૬ વરસ થયાં છે તેમ છતાં હજી તાજુ રહેલું છે તેવી રીતે હીંદુસ્તાનના સંબંધના બીજા કોઈ યૂરોપીઅંનનું આ દેશના લોકોના દીલમાં રહેલું નથી.

લૉર્ડ ટેનમાઉથ પછી મારકવીસ વેલેસ્લી હીંદુસ્તાનમાં ગવર્નર જનરલ થઇને આવ્યો. તે આવ્યો કે ટુંક મુદતમાં ટીપુ સુલતાન સાથે લડાઈ થઈ,જે લડાઇથી માઇસોરમાંથી મુસલમાન વંશનો નાશ થયો. આ વખતે રેમાંડના તાબાનું ફ્રેન્ચ લશ્કર સરસમાં સરસ અને કવાયદ શીખી પરીપુરણ થયેલું હતું. જ્યારે પોતાના મળતીઆ રાજાની પાસે સારી કવાયદ પામેલું લશ્કર હતું તે વખતે ટીપુ સાથે લઢાઇમાં ઉતરવાનું કામ મારકવીસ વેલેસ્લીને બીલકુલ પ્રતીકુળ લાગ્યું કારણ કે તે રાજનીતિના પાકા નીયમ પ્રમાણે ચાલતો હતો. તેથી કરીને તેણે નીઝામને સમજાવ્યું કે તમારે સરત

મૂજબ તે લશ્કરને વીખેરી નાખવું જરૂરનું છે. નાજામઅલીને આ વિચાર બીલકુલ ઠીક લાગ્યો નહિ. જેટલો નેપોલીઅન બાદશાહ પોતાના રક્ષક સ્વારોને ચહાતો તેટલોજ તે પોતાના ફ્રેન્ચ અમલદારોને અને તેમના સિપાઇઓને ચહાતો હતો. તે તેમને કાઢી નાખવાને આનાકાની કરતો હતો એટલામાં બે બનાવ બન્યા, જેથી તેનું મન ફરી ગયું. રેમાંડ ઝેરથી મરણ પામ્યો. શા કારણથી ઝેર ખાધેલું તે જાણવામાં નથી. બીજો બનાવ એ હતો કે જે દીવાનને સને ૧૭૯૬ ની સાલમાં કુર્દલા આગળ કરેલા કરારની રૂઇએ પેશ્વાસરકારને ત્યાં સાનમાં મુકેલો હતો તેને તે સરકાર તરફથી છુટો કરવામાં આવ્યો હતો, જે અંગ્રેજના લાભમાં થયો હતો એટલુંજ નહિ પણ કુર્દલાના કરાર વખતે જે મૂલક અને પૈસા આપવા પડેલા તેનો ¾ ભાગ પાછો લાવી આપનાર આજ પુરૂષ હતો.

આ પછી નીજામે નરમ દોરીમુકી.પછી તેણે ફ્રેન્ચ લશ્કરને રજા આપવાને અને અંગ્રેજી મદદગાર લશ્કરમાં વધારો કરવા કબુલ કીધું. તારીખ ૧ લી સપ્ટેંબર સન ૧૭૯૮ ને રોજ એક સંધી થઈ તેમાં મદદગાર લશ્કરની શી શી ફરજો હતી તે નક્કી કરવામાંઆવ્યું,અને નીજામતેના મૂલકમાં સહીસલામતીથી રાજ કરે એવી બાંહેધરી કરવામાં આવી. બીજાં રાજ્યો સાથે રાજ્યસંબંધી કોલકરાર કરવાને તેને મના કરી તથા બીજાં રાજ્યો સાથે નીજામને તકરાર થાય તેમાં અંગ્રેજસરકારને પંચ નીમવાને ઠરાવ્યું.

ઉપલી સલાહ નક્કી થઇ કે તરતજ બ્રિટિશ સિપાઇઓની

ચાર પલટણો પોતાની તોપો સહીત કૂચ કરી હૈદ્રાબાદ ગઈ અને ત્યાં પેહેલાંની રાખેલી બે પલટણો સાથે જઇ મળી. તે વખતે પીરોનના હાથ હેઠળ કેટલુંક ફ્રેન્ચલશ્કર હતુ તેને તોડી નાંખવાને આ વખતે પણ નીજામે જરા આનાકાની કરી. પણ બ્રીટીશ મદદગાર ફોજની હીલચાલથી તેને એવો ઢંઢેરો પીટાવી પોતાના કવાયદી સીપાઇઓને રજા આપવાની ફરજ પડી કે હું મારા ફ્રેન્ચ અમલદારોને મારી નોકરીમાંથી બરતરફ કરૂંછું. આવે વખતે આડી વાત ઉડે તેમાં કાંઈ અજાયબ જેવું નથી. આ સિપાઇઓ પોતાના યૂરોપીઅન અમલદારો વિશે ઘણા મગરૂર હતા. તેઓ જાણતા કે આપણી જે સારી છાપ પડેલી છે તે ફકત તેઓને લીધેજછે. તે અમલદારોની પાછળ તેઓ દુનિઆના છેડા સુધી જાત. તેઓ જાણતા હતા કે આપણને નીજામે પોતાની ખુશીથી કાઢી મુકયા નથી પણ ઇંગ્રેજોની શીખવણીથી કાઢી મુકયા છે. આ અપમાનનું વેર વાળવાને તેઓ ઘણી ઉતાવળ કરતા હતા. તેઓએ છચોક બળવો ઉઠાવ્યો. પણ તેઓને કમનસીબે તેમનો એ ઇરાદો બ્રિટિશ સેનાપતીએ પેહેલેથી જાણેલો હતો અને તેના બંદોબસ્ત માટે તેણે પેહેલી ગોઠવણ કરી રાખેલી હતી. તેણે તેઓની છાવણીને ઘેરી લીધી. દરેક ઉંચી જગોપરથી તેમના સામે તોપો ગોઠવવામાં આવી. તેઓએ જોયું કે અટકાવ કરવો હવે ફોકટછે તેથી તેમણે પોતાનાં હથીઆર આપી દીધાં. તેઓના અમલદારોને લઢાઇના કેદી તરીકે ગણ્યા નહિ પણ ઇંગ્લાંડ થઇને ફ્રાન્સ મોકલી દીધા.

ટીપુ સુલતાનની સાથે જે લઢાઈ જાગી તેમાં નીજામના લશ્કરે ભાગ લીધો. ટીપુના મરણ બાદ તેના રાજ્યના ટુકડા થઇ ગયા તે વખતે નીજામને ૨૪ લાખરૂપીઆની ઉપજનો મૂલક મળ્યો. આ મૂલકની સાથે પેશ્વાને આપવા માંડેલો પણ તેણે ના પાડેલો હું મૂલક પાછળથી ઉમેરાયો પણ આ પ્રમાણે મળેલો સઘળો મૂલક તથા સન ૧૭૯૨ ની સંધીવખતે મળેલા મૂલક કે જેની ઉપજ એક કરોડ રૂપીઆની હતી, તે સને ૧૮૦૦ ની સાલમાં મુદદગાર લશ્કરના ખર ચને પેટે ઈંગ્રેજ સરકારને સોંપવામાં આવ્યો. આ મદદગાર લશ્કર હમણાં વધીને આઠહજાર પાયદળ, એકહજાર ઘોડે-સ્વાર, અને તેના પ્રમાણમાં તોપખાનાનું થયું હતું. તે સંધીમાં વીગ્રહના સમયમાં આ લશ્કરમાંથી ૬૦૦૦ પાયદળ લશ્કર, અમુક ઘોડેસ્વાર, તોપખાનું અને નીજામના પો-તાના લશ્કરમાંથી ૬૦૦૦ પાયદળ અને નવહજાર સ્વાર એટલું બધું એકઠું થઇને દુશ્મન સામે લઢવા સારૂ જાય એવો ઠરાવ કરવામાં આવ્યો હતો. પાછળથી તે સંધીમાં એક નવો કરાર ઉમેરવામાં આવ્યો, જેમાં કરાર કરનાર પક્ષકારોએ એવું કબુલ કીધું કે જરૂર પડે બંને પક્ષકારે પોતાના કિલ્લાઓમાં લશ્કરને પેસવાને રજા આપવી.

નીજામઅલ્લી ઇ. સ. ૧૮૦૩ માં મરણ પામ્યો. તેને જુદી જુદી સ્ત્રીઓથી આઠ દીકરા હતા. સૌથી વડા અલી-જહાંની કેવી દશા થઈ તે આગળ કહેલું છે. તેની પછી થ-નાર બીજો છોકરો **સીકંદરજાહાં** હતો. મદદગાર લશ્કર ઇંગ્રેજો સાથે એક સંપ કરી જે વખતે ટીપુ સુલતાનસામે

૧૭૯૨ ની સાલમાં લઢવાને ગયું હતું ત્યારે આ સીકંદરજહાં મદદગાર લશ્કરમાં સરદાર હતો. બીજા છોકરા અપ્રસિદ્ધ જીંદગી ગુજારી મરી ગયા અને તેમના વિષે કાંઈ જાણવા જોગ બિના બની નથી.

પૂર્વ તરફના મૂલકમાં જે કોઈ રાજા પેદા થાયછે તેમનામાં જે કાંઈ ખોડ હોયછે તેમાંની ઘણી આ રાજામાં હતી. ફક્ત ૩૪ વરસની ઉમરે તે એશઆરામ અને મોજશોખનો ઘણો શોખી તથા પોતાની પ્રજાના ભલા માટે બે દરકાર હતો. વગર અક્કલનો હોવાથી બેવકુફી બતાવતો અને ઈંગ્રેજોને ચાહાતો નહિ. ઈંગ્રેજો તરફની તેની અપ્રીતિ પેહેલ વેહેલી જ્યારે તેણે દીલ્હીના પાદશાહને પોતાની સત્તા કાયમ કરવાને અરજ કરી તે વખતે જણાવી હતી.

ઈ. સ. ૧૮૦૮ ની સાલ સુધી રાજકાજમાં કાંઈ પણ નીપ્ન આવ્યું નહિ. એ સાલમાં મુખ્ય દીવાન મીરઅલ્લી મરી ગયો. હૈદ્રાબાદ અને કલકત્તા વચ્ચે જે સંબંધ હતો તે આ દીવાનના મરણથી ધાસ્તીમાં આવ્યો, કારણ કે આ દીવાનની સત્તાને લીધેજ બ્રિટિશ લોકો તરફનો સીકંદરજહાંનો જાતિ તિરસ્કાર છુપો રહ્યો હતો. હવે સીકંદરજહાં 'તે દીવાનની ખાલી પડેલી જગાપર કોઈ અપૂર્ણતાવાળો' દુશ્મનાવટ રાખે એવો, અથવા તો તેવા બંને ગુણ ધરાવનારો માણસ નીમે એવી ધાસ્તી ઉત્પન્ન થઈ. ધાસ્તી રાખવાનાં મજબુત કારણ હતાં. પછીથી અંગ્રેજી સત્તા, જેનો હાથ ઉપર હતો તેમની મરજીના પ્રાબલ્ય અને તાબેદાર નીઝામ, જેનો હાથ નીચો હતો તેની હઠીલાઈ વચ્ચે નવા-

ઇનો કજીઓ પેદા થયો. (એટલે કે દીવાન નીમવાની બાબતમાં ઇંગ્રેજોની મરજી મુજબ ચાલવાનું હતું અને નીજામને તેમ કરવાની મરજી નહોતી માટે મતભેદ પડ્યો). આનું પરીણામ ઇંગ્રેજ સરકાર પોતાના આગળના અનુભવથી જેવું ધારતા હતા તેવુંજ આવ્યું. મલાઇ બ્રીટીશસરકારને આપી દહીના કુચા પોતે લેઈ નીજામ ખુશી થયો હોય એમ તેણે કર્યું. તેણે પોતીકા એક માનીતાને મૂખ્ય દીવાન નીમ્યો અને એવી સરત કરી કે તે રાજ્યના કામમાં કદી વચ્ચે પડવાનો નથી. ખરેખરી સત્તાતો બ્રીટીશ લોકના એક તાબેદાર હીંદુને આપી. આ હીંદુને જેમ સૂચના મળે તેમ તે રાજ્ય કરે એવો માણસ હતો.

આ માણસ જેનું નામ ચંદુલાલ હતું તે ઘણો ઝીણો માણસ હતો. રાજ્યકાજમાં તેની પદ્ધતી ધારવામાં ઘણી અસલ મૂજબની હતી પણ અમલ કરવામાં જૂલમી હતી. તે પદ્ધતીની લાયકી, જો તે લાયકી ગણીએ તો, ફકત તે સાદી હતી એટલુંજ કહેવું બસ છે. મધ્યમ વર્ગના લોકોને તેણે વસુલાત લેવાની જમીન સોંથે આપી. તેથી કરીને વસુલાત ઉઘરાવવાની કડાકુટ ઓછી થઈ અને રાજ્યમાં કેટલી વસુલાત આવશે તે નક્કી થયું પણ વેરો ભરનારા અને બીજા લોકો છેક આશ્રય વિનાના થઈ પડ્યા. આ ગેરબંદોબસ્તનું પરીણામ એ થયું કે સર્વ જગોએ અંધાધુંધી થઇ ગઇ અને વગર રોકાણે જૂલમ થવા માંડ્યો. આ પ્રમાણે કચરાયલા લોકો પછીથી લૂંટવાનો ધંધો લેઈ બેઠા. આનો બંદોબસ્ત કરવાને લશ્કરની જરૂર પડી અને

નીયમીત લશ્કરના ઉપરી અંગ્રેજ અમલદારો હતા તેમને આડુ અવળું સમજાવી કંગાલ લોકો જે દુઃખદાયક જૂલમથી સામા થયા હતા તેમની પાછળ પડી તેમના જીવ લીધા.

આ બગદોઈનો છેડો આણવાને બ્રિટિશ સરકારે સન ૧૮૨૦ ની સાલમાં સરચાર્લસ મેટકાફને રેસીડેંટ નીમી મોકલ્યો. આ હોશીઆર રાજ્યવહીવટ કરનારના દૃઢ અને જુસ્સાવાળા વહીવટમાં બહોળા સુધારા શરૂ થયા. અંગ્રેજી અમલદારોને જુદા જુદા જીલ્લાઓમાં એવી સુચના આપી મોકલવામાં આવ્યા કે તમારે ત્યાં જઇને સરકારી, જીલ્લાના, અને ગામડાના અમલદારોને લોકો પાસેથી કેટલી મહેસુલ લેવાની છે તે બરાબર કહી બતાવવી. કેટલીક રકમો નક્કી કર્યાબાદ તે અમલદારોને ફરમાવ્યું કે તમારે હવે એક પછી એક કેટલાંક વરસો સુધી ઠરાવેલી રકમ ઉપરાંત કાંઈ વધારે લેવામાં આવે નહિ તે જોતા રહેવું. આ અમલદારોએ ગયાં વરસોની સરાસરી કાઢીને કેટલી જમીન ખેડાણ છે અને કેટલી ખેડાણ કરવા લાયકછે તે બધાનો અડસટો કાઢી પાંચ વરસને માટે મેહેસુલ નક્કી કર્યું. આ સરતો ઉપર ગણોતનામાં લખાયાં, તથા તે સરતોની કબુલતો અને તે મુજબ ચાલવાનું વચન એ બંને લોકો પાસેથી લેવામાં આવ્યાં.

આવા ડહાપણ ભરેલા અને સાદા ઉપાયોથી અચંબો પમાડે એવી પુષ્ટીકારક અસર પેદા થઈ. જાદુની માફક

દેશમાં શાંતિ પસરી. અને વસુલાત એકઠી કરવાને લશ્કર રાખવાની હવે કાંઈ જરૂર રહી નહિ. લોકોને સરકાર ઉપર ધિક્કારને બદલે પ્યાર થયો. ખેતીવાડી વધી અને થોડાં વરસમાં વસુલાતમાં સ્વભાવિક રીતે વધારો થયો.

સુધારા દાખલ થતાની અવલ તથા તે દાખલ થયા તેની શરૂઆતમાં નીજામે અગર તેને બદલે કામ કરતા દીવાને બ્રિટિશ લોકો પીંઢારા અને પેશ્વા સામે જે લઢાઈ ચલાવતા હતા તેમાં ભાગ લીધો. ઈ. સ. ૧૮૧૭—૧૮૨૨. આ પ્રસંગે હૈદ્રાબાદના લશ્કરે જે સારી નોકરી બજાવી તેના બદલામાં તા. ૧૨ મી ડીસેંબર સન ૧૮૨૨ ને રોજ નીજામ સરકારને વરસ દહાડે ૬૨૬૩૭૫ રૂપીઆની ઉપજનો મૂલક વધારામાં મળ્યો. તેને જે મૂલક મળ્યો તે મૂલકના જમીનદારોના હક જાળવવાને તે પોતે બંધાયો. અને આ તેના વચનને લીધે પાછળથી બ્રિટિશ સરકાર સાથે તેને હમેશાં નાખુશ કરે એવા વાંધા ઉઠ્યા.

આ બનાવ પહેલાં થોડાજ વખત અગાઉ દીવાન ચંદુસાલે નીયમીત લશ્કરમાં સુધારો કરવા માંડ્યો. લશ્કરની સંખ્યા ૧૦૨૪૪ માણસોની નક્કી ઠરાવી હતી, જેની ૬ પાયદળની અને ૪ ઘોડેસ્વારોની પલટણો કરી હતી. બ્રિટિશ સરકારની નોકરીમાંના કાળા લોકની પલટણોનો જેવો પોશાક હતો તેવો આ પલટણોનો પોશાક હતો અને તેમના ઉપરી અમલદાર ગ્રહસ્થ અને સાહસીક અંગ્રેજ લોકો હતા.

સીકંદરજહાં સન ૧૮૨૯ ની અધવચ સુધી માંદગીના સબબથી રીબાયા કર્યો. તે એકાંતવાસમાં રહેતો અને સરકારી કામકાજમાં હાથ ઘાલતો નહિ. તે એજ વરસમાં મરી ગયો અને તેની પછી તેનો વડો દીકરો **નાસીરૂદ્દઉલ્લા** ગાદીએ બેઠો.

ગાદીએ બેઠા પછી આ પાદશાહે પેહેલવહેલાં પોતાની મરજી મુજબ દેશમાં રાજકાજ કરવાનો પોતાનો હક છે એવો દાવો કીધો. અને તેણે બ્રિટિશ સરકારને સરચાર્લ્સ મેટકાફે દાખલ કરેલા અમલદારોને પાછા બોલાવી લેવા અરજ કરી. હવે જોઇએ તો મેટકાફ સાહેબની ખરા દીલની કોશીસ વડેજ દેશમાં ફરીથી બંદોબસ્ત અને આબાદી થઇ હતી. તેની અરજ મંજુર કરવામાં આવી. પણ તેની સાથે એવી બાંયધરી કરી લીધી કે જેટલા વરસને માટે બ્રિટિશ અમલદારોએ ઠરાવ કરેલો છે તેટલી મુદત સુધી તમારે તે ઠરાવ પાળવો. પરંતુ બ્રિટિશ અમલદારો વીદાય થયા કે તરતજ આ સરતો તોડવામાં આવી અને નવા ખરાબ ધારાથી નવો ગેરબંદોબસ્ત થયો. રાજ્યના દરેક ખાતામાં ગેરબંદોબસ્ત થઇ ગયો અને રાજ્યની શાખ એટલી બધી જતી રહી કે નાંણાવટીઓએ ધીરધાર બંધ કરી દીધી. લસ્કરનો પગાર ચઢી જવા દીધો તેથી આ ગેરબંદોબસ્તમાં વધારો થયો.

ઉપર મુજબની હાલતનો ઉપાય કરવા સારૂ ફરીથી એકવાર બ્રીટીશ સરકારને વચ્ચમાં પડવાની જરૂર પડી. એક બાજુએ બ્રિટિશ સરકાર પોતાની ઉદારતા, નીષ્કપટપણું

અને ખરી સલાહથી કોલકરાર કરે અને બીજી તરફથી નીજામ તે કરાર થાય કે તરતજ તોડે એવી રીતે ઘણીક વખત કોલકરાર થયા અને તુટયાબાદ સન ૧૮૫૩ ની સાલમાં એક અગત્યની જામીનગીરી લેઈ ઠરાવ કરવામાં આવ્યો. તે સાલમાં એક સંધી કરવામાં આવી, જેથી ઇંગ્રેજ સરકારને તે ઉપર ભરોંસો પડે તેટલા માટે નીજામ સરકારે પચાસ લાખ રૂપીઆની ઉપજનો મૂલક ઇંગ્રેજને આપ્યો. આ રકમના બદલામાં અંગ્રેજ સરકારે કબુલ કીધું કે અમો તમો નીજામ સરકારની નોકરી માટે ૫૦૦૦ પાયદળ, બે હજાર ઘોડેસ્વાર, અને ચાર લઢાઈની તોપોનું મદદગાર લશ્કર બ્રિટિશ અમલદારોના હાથ નીચે રાખીશું.

એ સંધીની રૂએ નીજામ સરકારને મદદગાર લશ્કરનો પુરેપુરો ઉપયોગ કરવાનું મળી આવ્યું અને વળી તેની સાથે લઢાઇના અવસરે મોટું લશ્કર પુરૂ પાડવાના આભારમાંથી તે મુકત થયો. તે લશ્કર નીજામનું લશ્કર એવું કહેવાતુ હતું તે બંધ પડી, નીજામના ઉપયોગને માટે બ્રિટિશ સરકારે રાખેલું મદદગાર લશ્કર એ નામથી ઓળખાવા લાગ્યું. અહિંઆં એટલું કહેવાની જરૂરછે કે એવી સરત કરવામાં આવી હતી કે હવાલે કરેલા મૂલકનો હીસાબ દર વરસે નીજામને બતાવવો અને મદદગાર લશ્કરનો ખરચ આપતાં જે કાંઈ વધે તે નીજામને આપવું. અંગ્રેજસરકારને સોંપેલા મૂલકની ઉપજ બ્રિટિશસરકારના હાથતળે એટલી બધી વધી પડી કે બે વરસની આખરે ગવર્નરજનરલ લાર્ડ ડેલહાઉસીએ નીજામને ત્રણ લાખ રૂપીઆની ઉપજનો

મૂલક પાછો સોંપ્યો. ત્યારબાદ તેની પછી આવનાર લૉર્ડકેનીંગે સન ૧૮૬૦ની સાલમાં વરાડ પ્રાંત સિવાય બીજો બધો મૂલક નીજામને પાછો આપ્યો કારણ કે વરાડ એકલાની ઉપજમાં મદદગાર લશ્કરનું પુરૂ થઇ શકશે એમ માલમ પડયું હતું.

નાસીરૂદ્દઉલા સન ૧૮૫૭માં મરણ પામ્યો. તે એવો કમનસીબ હતો કે પોતાની શક્તીની ખરેખર કીંમત નહી કરતાં પોતે ઘણોજ અક્કલવાળો છે એવાને એવા વીચારમાં તેણે આખી જીંદગી ગાળી. ભપકા અને ઠાઠમાઠનો શોખી હોવાથી તેણે ખરચાળ લશ્કરરાખી મુકવાને યત્ન કીધો પણ દહાડે દહાડે દેવામાં ગરક થવા માંડ્યો. તે એક વખતે એટલો બધો કરજદાર થઈ ગયો હતો કે સરાફોએ તેને ઉધારઆપવા ના પાડી. હિંદુસ્તાનની સરકારની ક્ષમા, માયાળુ મદદ અને ઉદારતાને લીધેજ જેવી રીતે તેનો બાપ અને દાદો આફતોમાંથી મુક્ત થયા હતા તેવીજ રીતે તેને પણ કરવામાં આવ્યો હતો.

નાસીરૂદ્દઉલા પછી તેનો બેટો અફ્જલઉદ્દઉલાગાદીએ બેઠો. બ્રિટિશસરકારના લાભમાં આ વરસ અશુભ બેઠું હતું. પ્લાસીની લઢાઈ થયા પછી એકસો વરસ થયાં ત્યારે જે સિપાઇઓએ તે લઢાઈ જીતવામાં ઇંગ્રેજસરકારને મદદ કરી હતી તે કરી ન કરી કરવાને, તે લઢાઇથી બ્રિટિશસરકાર જે કાંઈ મેળવવાને શક્તીવાન થએલી તે બધું ઉંધુ વાળવાને તેમના વંશજોએ સન ૧૮૫૭ની સાલમાં બંડ ઉઠાવ્યું. થોડા વખતમાં તે ફારીધા પ્રાણઘાતક નીવડશે એવું રાજાઓને, સિ-

પાઇઓને, સઘળા જનુની માણસોને, અને ઘણાખરા સઘળા અજ્ઞાન લોકોને જણાયું. હૈદ્રાબાદમાં પણ એ પ્રમાણે બંડ ઉઠયું. બંડખોરોએ તારીખ ૧૭મી જુલાઇને રોજ એકઠા મળી બ્રિટિશ રેસીડંટના મહેલ ઉપર હલ્લો કર્યો પણ રેસીડંટે તેમને પાછા હઠાવી કાઢયા. અને ઉલટો તેમના ઉપર એક બીજા પુરૂષે હુમલો કીધો. આ નર આગળ ગણાવી ગએલી જાતો પૈકી એક પણ જાતનો નહોતો. તે રાજા નહોતો તેમ તે સીપાઈ નહોતો, અને તેમજ તે ઝનુની કે અજ્ઞાન વર્ગનો પણ નહોતો. આ ઉલટો હુમલો કરનાર પુરૂષ તે મુખ્ય દીવાન સરસાલારજંગ, હિંદુસ્તાનના રાજનીતિ કુશળ પુરૂષમાંનો એક હતો. તેણે તે કાવતરાખોર લોકોને વીખેરી નાખ્યા. તે અક્કલવાન પુરૂષની ડહાપણ ભરેલી સલાહ મુજબ ચાલીને નીજામ સરકારે આ બળવાના તોફાનમાં પોતાનું વહાણ સીધુ હંકાર્યું.

આ કસોટીના પ્રસંગે બતાવેલી વફાદારીના બદલામાં અને કાંઇક સન ૧૮૦૨ની સાલમાં વેહેપાર સંબંધી કોલકરાર થયેલા તેને લગતી અડચણો દૂર કરેલી તેના બદલામાં ઇનામ તરીકે એક નવી સંધી સન ૧૮૬૦ના ડીસેંબર માસમાં કરવામાં આવી, જેમાં બ્રિટિશ સરકાર નીજામ પાસે પચાસલાખ રૂપીઆ માગતા હતા તે રદ કીધા. અને કેટલોક મૂલક પાછો સોંપીને અને કેટલોક અદલબદલ કરીને બ્રિટિશસરકારે સને ૧૮૫૩ની સંધીમાં બતાવ્યા મુજબ જે પચાસલાખ રૂપીઆની ઉપજનો મૂલક પોતાના કબજામાં રાખ્યો હતો તેને બદલે ઉપર મૂજબ ગોઠવણ કરી હવે

બત્રીસલાખ રૂપીઆની ઉપજનો મૂલક રાખ્યો.

અફ્જલઉદ્દઉલા તેના વડીલોની માફક અંગ્રેજલોકને ચહાતો નહિ. અંગ્રેજલોકોએ તેના અને તેના કુટુંબ ઉપર ચહાવા લાયક ઘણો આભાર કરેલો હતો પણ તેની કોર્ટમાં બ્રિટિશ સત્તા વધારે બળવાન હતી, તે ફક્ત દીવાન સરસાલારજંગની સત્તાને લીધેજ હતી. તેથી કરીને ૧૮૬૧ની સાલમાં જે વખતે નીજામે તે દીવાનને નોકરીપરથી રજા આપવાને એક ઠરાવ મેળવ્યો તે વખતે ત્યાં બ્રિટિશ સત્તા એટલીબધી ઓછી થઈ ગઈ કે તે ઠરાવ રદ બાતલ કરવો પડ્યો. સરસાલારજંગ કાયમ રહ્યો અને સન ૧૮૬૮ ની સાલમાં તેને (જે રાજનો મૂખ્ય દીવાન અને દેશની તેનાપર સઘળી આશાછે) મારી નાખવાને કોશીશ *કરવામાં આવી હતી તેમ છતાં તે ઘણાં વરસ સુધી દીવાનની નોકરીપર કાયમ રહ્યો હતો.

અફ્જલઉદ્દઉલા તા. ૨૭મી ફેબ્રુઆરી સને ૧૮૬૯ના રોજ મરણ પામ્યો. તેને "**નાઇટ્ઓફ્ ધીસ્ટારઓફ્ ઈંડીઆ**" નો કિતાબ મળ્યો હતો. હિંદુસ્તાનની સરકારે વળી તેને

* સરસાલારજંગને મારી નાખવાની કોશીશ રેશનઅલ્લી નામના એક મુસલમાને કરી હતી, જેને રાજ્યકારભારની પદ્ધતી સામે લાંબા વખતથી દ્વેષ હતો. તેનું કારણ એ હતું કે બઇરીના છુટા છેડા કરવાનો એક કેસ એક જીલ્લા કાજીએ કાયદેસર અને વ્યાજબી રીતે તેના વીરૂદ્ધ ચુકાવ્યો હતો. સરસાલારજંગ બચી ગયો તેથી હૈદ્રાબાદના લોક અને ઉમરાવો ઘણા ખુશી થયા. ખૂનીને ફાંસીએ દેવામાં આવ્યો હતો.

દત્તક લેવાની સનંદ પણ આપી હતી.

તેના મરણ પછી તેનો ચાર વરસનો બેટો મીર **મા્બુબઅલ્લીખાન** ગાદીએ બેઠો. તેની બાલ્યાવસ્થા હોવાથી રાજ્ય કરવાને એક રીજન્સીકાઉન્સીલી નીમી તેની મારફત રાજ્ય ચલાવવા ઠરાવ થયો. એ રીજન્સીના મેમ્બર નવાબ **સમસલઉમરા અને સરસાલારજંગ છે.**

નામદારમહારાણી વિકટોરીઆએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું અને તે બાબત તા. ૧લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ના રોજ હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્તશે હેર દિલ્હીમાં લાર્ડલીટને પાદશાહી દરબાર ભર્યો, જેમાં નવાબ મીર માબુબઅલ્લીખાન પણ પધાર્યા હતા. આ વખતે તેમના રાજ્યને એક પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો જેને લશ્કરી દમામ સહીત પછવાડેથી તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો. ઇ. સ. ૧૮૮૭ના ફેબ્રુઆરી માસમાં મહારાણીને રાજ્ય કરતાં પુરાં ૫૦ વરસ થયાં તેની ખુશાલીમાં આખા હિંદમાં "જ્યુબીલી" નામે જે મહોત્સવ થયો તેમાં પણ નીજામસરકારે સારો ભાગ લીધો હતો. નીજામસરકાર બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતિ અને ૨૧ તોપ ફોડી માન આપવામાં આવે છે.



## 2 મ્હૈસુર.

આ રાજ્ય "મ્હૈસુરનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્તા જાદુ જાતના છે અને તે "મહારાજા"ની

પદવિથી ઓળખાય છે **સીમા**—વાવ્ય કોણમાં કલારી તથા ધારવાડ જીલ્લા, પૂર્વે કડાપા, અર્કાટ, અને સેલમ જીલ્લો, દક્ષિણે કોઈમતુર તથા મલબાર જીલ્લો, અને પશ્ચિમે કુર્ગ સંસ્થાન તાબાનો મૂલક તથા કાનડા જીલ્લો આવ્યો છે.

આ રાજ્યનો **વિસ્તાર**—૨૭૦૭૭ ચોરસ મૈલ જમીનનો છે અને તેમાં **વસ્તી**—આશરે ૫૦,૫૫,૪૧૨ માણસની છે. **વારસિક પેદાશ**—રૂ ૧૦,૨૭૦૯૭૨ ને આશરે થાયછે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણ નીચે છે.

**દેશનું સ્વરૂપ**—દક્ષિણભણી, પૂર્વભણી, અને પશ્ચિમભણીનો મૂલક ડુંગરાડુંગરીવાળો છે. ઉત્તર તરફનો મૂલક માત્ર પાધરછે. **નદીઓ**—૧ કાવેરી, ૨ લક્ષ્મણતીર્થ, ૩ કુંભાની, ૪ હેમવતી, ૫ શિંશા, ૬ અર્કવતી, ૭ શેરવતી, ૮ તુંગા, ૯ ભદ્રા, ૧૦ હુગરી, ૧૧ પન્નાર; એટલી મુખ્ય છે. સિવાય નાનાં નાળાં અને ઝરા પુષ્કળ છે. **હવા**—આ દેશની હવા ઠંડી અને સુખદાયક છે. ઉષ્ણતાનો ફેરફાર અહિં ઘણો થાયછે. વરસાદ ઈશાન અને નૈરુત્યકોણમાંથી વરસેછે અને તે ઘણો હોય છે. **જમીન તથા નિપજ**—જમીન રસાળ છે, તેમાં મુખ્ય કરીને ચોખા પાકેછે. સિવાય નાચણી, બાજરી, મકાઈ, ઘહું, કઠોળ, તેલીબીઆં, વિગરે નિપજે છે. આ દેશમાં સાગુ ચોખા ઘણા પાકેછે. રાનમાં ચંદન, સુખડ, અને સાગ વિગરે ઉત્તમ જાતનાં ઝાડ થાય છે. ડુંગર ઉપર મોટાં ઝાડ ઉગતાં નથી, બાંટવાં માત્ર થાયછે. **જનાવર**—ઘણું ખરૂં આખા દેશમાં ડુંગરો

અને ઝાડીની અંદર વાઘ, ચીત્રા, વરૂ, સાબર, અને હરણ વિગરે અનેક જાતનાં જંગલી જનાવર હોય છે. આ દેશના વાઘ ઘણા કૂર હોયછે. ગાયો, ભેંસો, અને બળદ સારાં થાય છે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્ય કરીને હિંદુની છે. મુસલમાનની વસ્તી થોડી છે. લોક હાડી અને બળવાન છે. આ દેશમાં કાનડી બોલી બોલાયછે. મુખ્ય શહેર—**મ્હૈસુર** એ આ રાજ્યની રાજધાનીનું કિલ્લા વાળું શહેર છે. સિવાય **શ્રીરંગપટ્ટણ, બેંગલુર, બેદનુર** અથવા **નગર, ચિત્રાદુર્ગ, હોસકોન, નંદીદુર્ગ, કોલા,** અને **હરીહર** એ પ્રસિદ્ધ શહેરો છે. **દત્તકની સનંદ**—આ રાજ્યને માટે જો પછાડી કુંવર વારસ ન હોય તો વગર નજરાણો આપે હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનંદ મળી છે. **વળી પાદશાહી વાવટો**—નામદાર કૈસરેહિંદ વિકટોરીયા તરફથી સને ૧૮૭૭ માં મળ્યો છે. **યુદ્ધ સામગ્રી**—આ રાજ્યની લશ્કરી પદ્ધતી ઈંગ્લાંડમાં જુના વખતમાં ચાલતા ફયુડલ ધારાને લગતી છે. રાજ્યના લશ્કરમાં ૧૦૦૦ પેદલ, ૩૫ સ્વાર, અને ૬ તોપ રાખવાની સત્તાછે.

**ઇતિહાસ**—રાજ્ય કર્તા જાડુ જાતના છે. મ્હૈસુરના રાજ્યનો પુરાતન ઇતિહાસ જાણવામાં આવેલો નથી. હીંદુ દંતકથા પ્રમાણે યદુવંશના બે જુવાન માણસોએ બે કિલ્લાબંધી જગ્યા તથા થોડાંક ગામડાંવાળો કર્ણાટકની પશ્ચિમનો એક નાનો મૂલક સ્વતંત્ર સ્થીતિમાં આણ્યો એમ કહેવાયું છે. તે બે જુવાનીઆ મ્હૈસુરની પાસે હદન ગામમાં એક લગ્ન પ્રસંગે પરોણા થઈ આવ્યા હતા અને

તેમણે કન્યા અને તેણીનાં સગાંની સમંતિથી વર થવાને મુકરર કરેલો પુરૂષ, જે કરૂગલીનો રાજા હતો તેને મારી નાખ્યો. પછી તેઓમાંના વડા ભાઈએ તે કન્યા સાથે લગ્ન કીધું અને કરૂગલીના રાજાનો અને કંન્યાના બાપનો બંનેનો મૂલક એકઠો કરી રાજા થયો. કરનલ વીલ્કસ કહે છે કે જોકે આ વાત ઘણા હસ્તલેખોમાં લખેલી છે પણ તે કઈ સાલમાં બની તે મુકરર નથી તોપણ એ મુલકમાં ઈ. સ. ૧૫૦૭ ની સાલમાં છ આંગળાં વાળો **ચામરાજ** નામે રાજા રાજ્ય કરતો હતો એવો ખાતરીબંધ દફતરી પુરાવો છે.

આ વખતે તે રાજાના અમલતળે થોડાંક ગામડાં હતાં, જેમાં બે ત્રણ કિલ્લાબંધી જગાઓ હતી અને ચામરાજ રાજાતો નહિ પણ એક જમીનદાર જેવો હતો. આ વડા નાના રાજ્યને પણ ચામરાજની પછી આવનારા **બોતદ ચામરાજે** સન ૧૫૨૪ માં પોતાના ત્રણ દીકરાઓને વહેચી આપ્યું. આ છોકરાઓ પૈકી સૌથી નાના ચામરાજ ઉરફે બાલ્ડને પુરગઢનો કિલ્લો અને તેની પડોશનાં કેટલાંક ગામડાં મળ્યાં. કિલ્લાને તેણે તેજ સાલમાં દુરસ્ત કરાવી ફરીથી બાંધ્યો અને તેનું નામ બદલીને મહેષ અસુર (મહીષાસુર—પાડાના માથાવાળો દૈત્ય પાડયું અને તે નામનો અપભ્રંશ થઇને તે ગામનું નામ હાલનું માઈસોર કે મ્હૈસુર એવું પડેલું છે.

ઉપર પ્રમાણે ચામરાજ બાલ્ડ મહીસુરનો પહેલો રાજા કહેવાય. જો કે તે એ વંશનો સ્થાપનાર તો નજ કહેવાય

પણ મ્હૈસુરનો પહેલો રાજાતો કહેવાય, કારણકે તેને પ્રજા ન હોવાથી તેના ભાઈના વંશજોને હાથ તેનો મૂલક આવ્યો. આગળ કહેવા મુજબ રાજ્યમાં વિભાગ થઈ ગયા. પછી થોડાં વરસમાં મુસલમાનોએ દક્ષિણના મૂલકમાં પગ પેસારો કીધો. ઈ. સ. ૧૫૬૪ માં વીજયનગરનું હીંદુ રાજ્ય દોલતાબાદ, બીજાપુર, ગોવળકોંડા અને બીડરના ચાર મુસલમાન રાજાઓએ તાબે કરી લીધું. આ બનાવ એકંદરે મ્હૈસુરના રાજાને લાભકારક થઈ પડ્યો. મ્હૈસુરનો નાનો કિલ્લો તે વખતે એટલોબધો દક્ષિણમાં છેટે આવેલો હતો કે મુસલમાન લોકો તે ઉપર ચઢાઈ કરવાને લલચાતા નહિ. વળી દક્ષિણનું મોટું હીંદુ રાજ્ય પડી ભાગ્યું તેથી કરીને મ્હૈસુરનો ધણી જે અદ્યાપિ પર્યત હીંદુરાજાની તાબેદારીમાં હતો તે મુક્ત થયો. ત્યાર પછી કેટલાંક વરસ સુધી ચામરાજના વંશજોએ સ્વતંત્ર થવાને અને પોતાનું રાજ્ય વધારવાને કોશીશ કર્યા કીધી. વીજયનગરના રાજાના વંશનો વારસ જોકે વીજાપુર ભાગ્યું ત્યારે નાશીને શેરીંગાપટ્ટણમાં ગયો. જ્યાં તેણે જેવી તેવી રાજ્ય સ્થીતિ જાળવી રાખી તોપણ ખરૂં પુછાવોતો તે નબળો અને સત્તા વીનાનો માણસ હતો. અને ચામરાજ બાલ્ડ પછી થનાર **હીરોરામરાજ** આ વિષે જેટલું જાણતો તે કરતાં કોઈ બીજો વધારે જાણતો નહોતો તેથી હીરા ચામરાજે ખંડણી આપવી બંધ કરી; હારબંધ કિલ્લા બાંધ્યા, અને રાજા તરફથી વસુલ એકઠી કરનારાઓને કાઢી મુકી રાજાની પોતાનીજ સામે થયો.

હિંદુસ્તાનમાં જે જુદા જુદા રાજાઓએ રાજ્ય કરેલાં છે તેમના કામકાજોમાં ઘણાજ ગુણદોષ દેખાડી આપે એવી એક બિના આ જગાપર લખવાની જરૂર છે. દેશમાં રાજ્ય કરતા કૂળના મુખ્ય વારેસ તરફ ખરેખરી વફાદારી કદી પણ રાખવામાં આવતી નહિ. અને જયારે એવું એકાદ મોટું કુટુંબ ભાગી પડતું ત્યારે તેજ ધર્મના અને ખરેખર તેવોજ લાભ ધરાવતા બીજા હલકા રાજાઓ તે ભાગેલા કુળને પાછું તેની અસલ સ્થીતિએ લાવવા મહેનત કરવાને બદલે તે મોટા કુળના પડી ભાગવાથી પોતાનો લાભ સંપાદન કરવાને હમેશના પોતાના નીયમ પ્રમાણે ઉતાવળથી કોશીશ કરતા. અને વિજય નગરનું રાજ્ય ઉંધુ વળ્યું તે બાબતમાં ઉપર કહેલા નીયમથી કાંઈ ઉલટી રીતે થયું નહોતું પણ તેવીજ રીતે વર્તવામાં આવ્યું હતું. મુસલમાન લોકો તરફથી વીજયનગરને કારીધા વાગેલો તેમાંથી સારા થવાને અને પોતાની સ્વતંત્ર સત્તા સ્થાપન કરવાને તે રાજ્યે જેજે ફાંફાં માર્યાં તે સઘળાંમાં તેને પોતાના જુના તાબેદાર રાજાઓ તરફથી અંતરાય નડ્યો અને જેટલું પરદેશી હુમલા કરનાર તરફથી તેને વેઠવું પડ્યું તેટલુંજ પોતાના તાબેદારોએ સ્વતંત્ર થઈ જવાને કોશીશ કરી તેથી ખમવું પડ્યું.

ઈ. સ. ૧૫૭૯ ની સાલમાં મ્હેસુરના રાજ્યમાં વધારો થયો. તે વરસમાં હીરા ચામરાજ મરણ પામ્યો અને તેને કાંઈ છોકરૂં નહોતું તેથી જે રાજાએ પહેલાં રાજ્યમાં ભાગ પડાવેલો હતો તેના પૌત્ર બીતાદવડીઆરને ગાદી

મળી. (એ રીતે પહેલાં જે મ્હૈસુરના ત્રણ ભાગ પડી ગયા. હતા અને મ્હૈસુર $\frac{1}{3}$ હતું તેમાં બીતાદવડીઆરનો $\frac{1}{3}$ ઉમેરાયો તેથી $\frac{2}{3}$ થયું) તેથી બીજો $\frac{1}{3}$ ભાગ, જેમાં હીમનકલીનો કિલ્લો, અને તેની આસપાસનાં ગામડાં હતાં તે મ્હૈસુર સાથે ફરીથી જોડાઈ ગયાં.

થોડાં વરસ વિત્યાબાદ બીતાદવડીઆરની સલાહથી તેના ભાઈ રાજવડીઆરે પોતાના પિત્રાઈ પાસેથી બાકી રહેલો ત્રીજો હીસ્સો અને જુના રાજ્યનો કેમબલાનો કિલ્લો જીતી લીધો. આ રાજવડીઆર જે ઘણો હોંશિઆર હતો તેના અમલમાં મ્હૈસુરની હદ ઘણી ફેલાઈ અને તેની સત્તા ઘણી વધી પડી. તેણે જે કાંઈ જીતી સંપાદન કર્યું તેમાં પ્રખ્યાત શહેર સેરીંગાપટ્ટન જીતી લીધું, તે ઘણું અગત્યનું હતું. આ શેહેર પેહેલાં શ્રીરંગપટ્ટણ (એટલે પવીત્ર રંગનું શેહેર) કહેવાતું અને તે લાંબા વખત સુધી કાઢી મુકેલા વીજાનગરના રાજાની રાજધાનીનું મુખ્ય શહેર હતું. રાજવડીઆરના હાથમાં આ શહેર શી રીતે આવ્યું તે વીશે જુદા જુદા મત છે પણ કરનલ વીલ્કસનો મત એવોછે કે જયારે વીજાનગરનો રાજા મરી ગયો, ત્યારે રાજવડીઆર પાડોશનાં બીજાં રાજયોમાં સૌથી પ્રબળ હતો તેથી તે તેને મળ્યું. આ વખતથી શેરીંગાપટ્ટણ મ્હૈસુરના રાજ રાજાની રાજધાની ઠરી. નવાઈ લાગેછે કે સેરીંગાપટ્ટણ કબજે થયા પછી રાજાનો ધર્મ બદલાયો. એ વખત પહેલાં તે કુળના રાજા જંગમ ધર્મના હતા અને ત્યારપછી વીષ્નુ

ધર્મિ થયા. સેરીંગાપટ્ટણ મળ્યા બાદ બીજી કેટલીક જીતો થઈ.

પોતાની પાછળ મોટું નામ મુકી રાજવડીઆર સન ૧૬૧૭ માં મરી ગયો. પોતાના વડીલે રાજ વહેંચી ત્રણ ભાગ પાડી નાખેલા તે ત્રણે ભાગ તેણે એકત્ર કરી દીધા અને તેની સાથે બીજો ઘણો મૂલક વધારી દીધો એટલુંજ નહિ; પણ વીજાનગરના રાજાના મરણ વખતે સેરીંગાપટણનો કબજો કરી લીધો, તેથી કરીને કૃષ્ણા નદીની દક્ષિણ તરફના સઘળા હીંદુ રાજાઓમાં તે મુખ્ય ગણાયો. તે પોતાની રાજ્યયુક્તિ પોતાની પાછળ મૂકી ગયો. તેના પૌત્ર **ચામરાજે** વીસ વરસ રાજ કરી રાજમાં ઘણો વધારો કર્યો અને જીતાયલા રાજાઓ સાથે નરમાશથી વર્તવાની પોતાની યુક્તિ ચાલુ રાખી. જ્યારે તે ૧૬૩૭ ની સાલમાં મરી ગયો **ઇમાદીરાજ** તેની પાછળ એ ગાદીએ બેઠો. આ રાજા જેનામાં રાજવડીઆરના લશ્કરી ગુણ હતા તેણે અઢાર માસ રાજ્ય કર્યું ત્યાર બાદ તેના દીવાને ઝેર દેઈ તેને મારી નાખ્યો. તેને કાંઈ સંતાન નહોતું તેથી ગાદીનો વારસો રાજવડીઆરના **કંર્તારેવ નરસરાજ** નામના દીકરાને મળ્યો.

આ રાજા અદ્યાપિ સુધી નહિ જણાયલો રહેલો હતો પણ તેનામાં યુદ્ધ પરાક્રમનો જુસ્સો હતો અને તેનામાં અતીશય બળ અને હીંમત હતાં. એક નામીચા પહેલવાનની કીર્ત્તિ દરેક માણસને મોઢેથી સાંભળવામાં આવતી હતી તે પહેલવાનની સામે દ્વંદ્વ યુદ્ધ કરવાને તે બીજો

વેશ ધારણ કરીને ત્રીચીના પલીના દરબારમાં ગયો હતો તેનો દાખલો કરનલ વીલ્કસ આપે છે. તે તેની સામો થયો અને તેને કાપી નાંખ્યો. પછીથી રાજાએ તેને રહેવાને આગ્રહ કીધો તે છતાં જેટલી તેની હીંમત હતી તેટલીજ વીનયતા બતાવી તે પોતાના ગરીબ રહેઠાણે પાછો ફર્યો. પેલો દીવાન જેણે પોતાના હાથમાંની સત્તા પોતાની પાસેજ રહે તેટલા માટે આગલા રાજાનું ખૂન કર્યું હતું તે દીવાનને જ્યારે કંતીરેવે સેરીંગાપટણના રાજ્યની લગામ ફરીથી હાથમાં લેવાને બોલાવ્યો ત્યારે કંતીરેવ કેવી ચાલનો માણસછે તેની તેને ખબર નહોતી, તેમજ પોતાના પિત્રાઈનું મરણ શી રીતે થયેલું તે વાતની ખબર જ્યારે દીવાને રાજાની માગણી કબુલ કરી ત્યારે રાજાને પણ નહોતી. આ રાજા આવ્યો ત્યાર પછી થોડાજ વખતમાં તે દીવાનની મગરૂરીને લીધે વાત અણીપર આવી પોહોંચી. તેની પેહેલાંના રાજાની કેવી વલે થઈ હતી અને તેની પોતાની કેવી વલે થવાની છે તે વાતની ખબર રાજાના કાનપર આવી તેથી રાજાએ પેહેલ કરવાનો ઠરાવ કર્યો. પછીથી સંતાઈ રહીને તે દીવાનને રસ્તે જતાં પકડ્યો અને તેણે ઘણા ધમપછાડા મારવા દીધાપછી સ્વધામ પોહોંચાડી દીધો. યોગ્ય વખતમાં કંતીરેવ ગાદીએ આવ્યો હતો, કારણકે બીજેજવરસે તેના ઉપર મુસલમાન લોક પેહેલવહેલી ચઢાઈ કરી. વીજાપુરના રાજાના સરદારે તેના રાજ્ય ઉપર ચઢાઈ કરી અને સેરીંગાપટણને પણ

ઘેરી લીધું. કિલ્લાની દીવાલમાં એક બાકોરૂં પાડવામાં આવ્યું અને એક સામાન્ય હલ્લો કરવામાં આવ્યો. કંતીરેવે હલ્લો કરનારાઓને પાછા મારી કાઢ્યા એટલુંજ નહિ પણ પોતાની હદપાર સુધી તેમની પાછળ પડી ભારે કતલ ચલાવી. ત્યારપછીથી પોતે કરેલી જીતો પાકી કરવાને, જમીનનો બંદોબસ્ત કરવાને, અને રાજ્યકારભારમાં નીયમીત ધારો દાખલ કરવાને તે મચ્યો. તેનાં બીજાં કામોમાં તેણે સેરીંગાપટ્ટણનો કિલ્લો વધાર્યો અને એક ટંકશાળ સ્થાપી. તેની અગાઉ થઈ ગએલા ઘણા બહાદુર લડવઇઆઓ કરતાં તે યુદ્ધ પરાક્રમમાં થોડો કુશળ નહોતો. વીજીઆનગર અને મદુરા તરફ એક પછી એક જીતો મેળવી તેના રાજ્યમાં વધારો કીધો અને છેલ્લે માગરીના રાજાને જીતી તેનું રાજ્ય પોતાના રાજ્ય સાથે જોડી દીધું.

સને ૧૬૫૯ માં કંતીરેવ મરી ગયો. જ્યારે તે મરણ પામ્યો ત્યારે તેને કાંઈ છોકરૂં નહોતું તેથી તેનો એક દુરનો સગો જે તેના વડીલોના વંશનો હતો અને જેનું નામ ***દુંદદેવરાજ** હતું તેને ગાદી મળી. બેદનુરના રાજાએ કરેલો એક મોટો હુમલો તેણે પાછો હઠાવી કાઢ્યો તથા મદુરાના નાયકને હરાવ્યો, અને તે બંનેના ઉપર જીતો મેળવીને તેમજ બીજાં કેટલાંક નાનાં રાજ્યો ગરક કરી

---

* મ્હૈસુરી ભાષામાં દુંદ એટલે મોટો અને ચીક એટલે નાનો એવો અર્થ થાય છે.

જઇને તેણે પોતાના રાજ્યમાં ઘણોજ વધારો કર્યો. જે વખતે સન ૧૬૭૨ ની સાલમાં ફ્રેંચ લોકો તેઓની શરૂઆતની અડચણોમાં કર્ણાટકના એક ખૂણામાં ગોથાં ખાતા હતા તે વખતે કુંદદેવરાજ મરણ પામ્યો.

આ વખતે મ્હૈસુર પોતાની જમીનદારીની હાલતમાંથી નીકળીને દક્ષિણ હિંદુસ્તાનમાં એક અગત્યનો હોદ્દો ધરાવી બેઠું હતું. અદ્યાપિ સુધી તે નાના રાજ્યના રાજાઓ તે રાજ્યને વધારવાને પ્રયત્ન કરતા હતા અને તેથી તેમને મોજશોખમાં પડવાનો વખત મળ્યો નહોતો. રાજ્ય વધારવાની ઈચ્છા જાણે એક રાજા પોતાની પછી થનારાને વારસામાં આપી જતો હોય તેમ થઈ પડી હતી. તેઓ જે દેશ જીતી લેતા તેનીજમીન, પોતાના તાબાના રાજાઓ જેટલી વસુલ લેતા તેટલીજ વસુલ લેઈ તેઓ ખેડુતોને સોંથતા તેથી કરીને ખેડુતોની મરજી તેઓ જાળવી રાખતા હતા. રાજ્યકાજ ચલાવવાની ખરેખરી અડચણોતો તેઓને હવે શરૂ થવા માંડી. રાજ્યનું કદ વધો જવાથી બીજા રાજાઓનું ધ્યાન તેના તરફ ખેંચાવા લાગ્યું. દક્ષિણ હિંદુસ્તાનમાં મુસલમાનની સત્તા પણ તેની પૂર્ણ ચઢતી દશામાં હતી. મુસલમાન લોકોનું રાજ્ય ફક્ત દક્ષિણને નામે ઓળખાતા મૂલકપર હતું એટલુંજ નહિ પણ પૂર્વકાંઠે કર્ણાટક અને પશ્ચિમ કાંઠે વીજાપુરમાં પણ હતું. વળી તેમની દાઢ ત્રીચોનાપલ્લી માટે પણ શળકી હતી; તેમજ પશ્ચિમ કાંઠે એક

નવીજ મરેઠી સત્તાનો ઉદય ધીમે ધીમે થતો હતો. જે હીંદુ અને મૂસલમાન બંનેની દુશ્મન થવાને નીમાણ કરેલી હતી. હવે મ્હૈસુરના રાજ્યને આવતી અડચણોમાંથી પસાર થવું મુશ્કેલ પડશે એમ જણાવા લાગ્યું.

કુંદદેવરાજ પછી ઈ. સ. ૧૬૭૨ માં **ચીકદેવરાજ** ગાદીએ બેઠો. આ રાજાના રાજમાં મરેઠા લોકોની સત્તા ખરેખર ભયાનક થઈ પડી. જીંજી અને વેલુર; જે અગત્યની જગાઓ હતી તે શીવાજીના હાથમાં આવી; વીજાપુર અને ગોવળકાંડાની દશા વાંકી હતી છતાં તેઓ મુશ્કેલીથી ટકી રહ્યાં હતાં. તંજુર ઉજડ થઈ જીતાયું હતું. તોપણ આવો શક્તીવાન શત્રુ નજીક આવ્યા છતાં પણ તે હીલચાલો જે સીધી લીટીમાં દક્ષિણ તરફ કરતો હતો તેની એક બાજુ ઘણે દુર મ્હૈસુર હતું તેથી હુમલો થવાને કારણ આપ્યા સિવાય તેના ઉપર હુમલો થવાનો સંભવ નહોતો. પણ મ્હૈસુરનો આ રાજા તેમ ન થાય માટે મુખ્યત્વે કરીને સાવધ રહેતો. એક તરફથી પોતાની સરહદ ઉપર નજર રાખ્યા કરતો અને વળી ન જણાય તેવી રીતે રાજ્ય વધારવાને દરેક લાગ જવા દેતો નહિ. અને બીજી તરફથી પોતાના રાજ્યનું અંદરનું કામકાજ જાથુ પાયાપર લાવી મુકવાને પોતાની સઘળી અક્કલ વાપરતો. તેણે કાગળો એક જગોએથી બીજી જગોએ લેઈ જવાને માટે પોતાના રાજ્યમાં એક પોસ્ટઆફીસ સ્થાપી. તેના સઘળા જાગીરદારો અને તાબેદારો રાજાનો કિતાબ પોતે ધરાવતા હતા તેમને તે કિતાબ છોડીદેવાની

અને તેમને સેરીંગાપટ્ટણમાં પોતાનું રહેઠાણ મુકરર કરવાની ફરજ પાડી. તેઓ કે જે બળવાખોર રાજાઓ હતા તેમને ઉપર પ્રમાણે બંદોબસ્ત કરીને અતીશય મરજી ઉઠાવે એવા દરબારીઓ બનાવી દીધા. આ બાબતમાં તેની યુક્તિ ૧૩ મા લુઈના રાજ્યમાં ફ્રાન્સના રીશિલ્યુના જેવી હતી. અને આવી મતલબથી તે વતનદારો તથા સ્વતંત્ર હકવાળાઓને દાબી દેવાને તથા તેમનો નાશ કરી સ્વતંત્ર રીતે એક રાજા દીલચાહે તેવું રાજ્ય કરવાને તેનું મન થયું. તેની બીજી યોજનાઓ આવીજ રીતના ડહાપણ ભરેલા ધોરણપર નહોતી. જમીનની આવતી વસુલાત વધારવા સારૂ તેણે ખેડુતો ઉપર મહેસુલના રૂપમાં વધારે રકમ આપવાને ખેડુતો કબુલ થાય તો તેથી કરીને બીજા ઘણા હરકતકરતા કરો કાઢી નાખવાનું બની આવે એવા વિચારના ઘણા જૂલમી કરો નાખ્યા. રાજ્ય નીતિની યુક્તિમાં થવું જોઇએ તેમ આ ધારામાંથી લશ્કરી નોકરીને માટે બક્ષેલી જમીનોને બાતલ કરી. આ કરો ઘણા દુઃખદાયક હતા તે વાત હવે પછી આવશે અને તે કરો જો બંગાળામાં લાગુ પાડવામાં આવે તો સઘળા ખેડુતો સામા થયાવિના રહે નહિ. એવા કરોની અસર એવી થઈ કે મ્હેસુરના ખેડુતોએ ધીમે ધીમે નડતર કરવા માંડયું. મ્હેસુરમાં પેહેલાં કદી નહિ થઈ ગએલા એવા આ હોંશીઆર રાજાએ તે ધીમા નડતરને દાબી નાખવાને માટે યુક્તિ વાપરી તે હિંદુસ્તાનના પશ્ચિમ તરફના રાજ્યકર્તાઓ રાજ્ય સત્તા સામે ધીમા ન-

ડતરને માટે જે નરમ ઉપાયો કામે લગાડતા તેને બરાબર મળતી આવતી હતી. આ જગોએ યાદ દેવડાવવું જોઇએ કે આ પ્રસંગે કાંઈ બળવો તોફાન થયુંજ નહિ. તે હકીકત નીચે મુજબ એક અધિકારીએ વર્ણવી છે. જાહેર કરેલી સરતો મુજબ જમીન ખેડવાને બદલે જમીન ખેડવાને માટેજ અવતરેલા લોકો એટલે ખેડુતો જે જાતના વેરાઓને લીધે અનાજવાવવામાં, કાપવામાં અને એકઠું કરવામાં તથા તેમના ખેતરોની પેદાશ વેચવામાં તેમને અડચણો પડેછે તે જાત જાતના વેરાઓથી પાયમાલ થઈ ગએલા તે ખેડુતોએ પોતાનાં હળો પોતાનાં ગામડાંને ઝાંપે ઉંધાં લટકાવી મુકયાં છે, અને જે જમીનમાંથી તેમની મહેનતનો બદલો તેમને મળતો નથી તે જમીન છોડી બીજે મૂલક જઈ વસવા મરજી બતાવે છે. ઘણાજ થોડા અને જુજ લોકોએ વેર વાળવાની વાત કરી. બાકીનાઓ શાંત રીતે દેશ છોડી જવા તૈયાર થયા. પણ ચીકદેવરાજ એટલો બધો સમજુ હતો કે આ ખેડુતો તેને પોતાને તથા તેના રાજ્યને કેટલાબધા કામના છે તે વાત તે બરાબર રીતે સમજતો અને તેમને જતા રહેતાં અટકાવવાને તેણે નીચે મુજબ યુક્તિ વાપરી. કરનલ વીલ્કસે તે વાત નીચે મુજબ કહી છે. તે સઘળા લોકો જંગમ ધર્મના હતા. તમારો ધર્મ પાળનાર લોકોની હઠીલી ચાલ વીશે મારે (રાજાએ) તમારી સાથે વાત કરવાની છે માટે મ્હૈસુરથી આશરે ૧૪ માઈલ દક્ષિણે આવેલા નનજન

ગોડના મંદીરમાં તમારે મને મળવું એવું જંગમ ધર્મના સઘળા ગુરૂઓને તે રાજાએ નોતરૂં મોકલ્યું. આમાં દગો થશે એ વાતતો પેહેલથી ધારવામાં આવી હતી. અને ફક્ત ચારસો માણસો એકઠા મળશે એવો પેહેલથી અડસટ્ટો કાઢવામાં આવ્યો હતો. ચારે બાજુએ દીવાલ વાળા વાડામાં એક મોટો ખાડો પેહેલથી ખોદી રાખવામાં આવ્યો હતો અને તેને લગતા તંબુની દીવાલો બહાર ચોક કરવામાં આવ્યો હતો. આમાં તે ગુરૂઓની એકેક મુલાકાત લેવામાં આવી. તેઓ વિનયપુર્વક નમસ્કાર કરતા. પછી તેમને એક જગાપર જવાને હુકમ કરવામાં આવતો. તે ગુરૂઓ સમજતા કે રાજાએ પોતાના ખરચે આરામ લેવાની જગો બાંધી હશે. તે ચોકમાં જલ્લાદ મસ્તક છેદનારા તેમની વાટ જોઇને ઉભા રહેલા હતા અને ઉપર કહેલા દરેક ગુરૂનું માથું એવું સફાઈબંધ ઉડાવી દેઇને તે ખાડામાં નાખી દેતા કે બીજા પછીથી આવનારને ધાસ્તી માલમ પડતીજ નહિ. અને શ્રોતાજનોની મંડળીનું કામ વગર અડચણે અને વગર વહેમે ચાલ્યા કરતું. એ પ્રમાણે શાંત રીતે ચારસો ગુરૂઓનો ખોડો કાઢ્યા પછી તે રાજાએ તે ગુરૂઓના ચેલા એટલે લોકોનો સંહાર કરવાને અને તેમને વીંઝેરી નાખવાને જે યુક્તિઓ પેહેલેથી યોજી મુકી હતી તે હવે અમલમાં આણી. જ્યાં જ્યાં બળવાખોરોની ટોળી એકઠી થએલી હતી ત્યાં ત્યાં સિપાઇઓની તેમાં મુખ્યત્વે કરીને ઘોડેસ્વારોની એક એક ટોળી એકજ દીવસે અને એકજ

વખતે કામ કરવાને તૈયાર કરી રાખી હતી. હુકમો સરળ અને જુદા જુદા આપવામાં આવ્યા હતા. સમાધાન કરવાની વાતચીત કર્યા સિવાય હુલ્લડખોરોની ટોળીની વચ્ચોવચ્ચ ધસારો કરવો અને પેહેલે સપાટે નારંગી રંગનો ઝભ્ભો (જંગમના ગુરૂઓનો તે ખાસ પોશાક હતો) પેહેરેલા દરેક માણસને કતલ કરવો અને જ્યાંસુધી તે ટોળું ઠેર ઠેર વિખરાઈ જાય ત્યાં સુધી કતલબંધ કરવી નહિ. એવું કહેવામાં આવ્યુંછે કે આ પ્રમાણે લોકોને ભયથી સ્તંભીત કરી નાખીને પછીથી તે રાજાએ જમીન કોઈની ખાનગી મીલકત નથી એવો કરાર દરેક ગામમાંથી કરાવી લીધો અને તે રાજાનીછે એવી કબુલાત લીધી. જે સવાલ ઉપર લોકોને બીજી સઘળી બાબતો કરતાં ઘણુંજ લાગી આવે એટલે કે જમીનના માલકીપણા વીશેના લોકોના હકના સવાલ ઉપર કોઈ રાજાએ તેની પોતાનીજ પ્રજા સામે લડાઈ કરી ફતેહ પામ્યો હોય એવા જે ઘણાજ થોડા દાખલા નોંધાયલા છે તેમાંનો આ એક દાખલો છે.

તે દરમ્યાન શીવાજી મરી ગયો. પછીથી ઔરંગજેબ પાદશાહ પોતાની પૂર્ણ ચઢતીમાં દક્ષિણમાં પાછો આવ્યો. તેણે વીજાપુર તથા ગોવળકોંડાના સ્વતંત્ર મુસલમાન રાજ્યો જીતી લીધાં અને મરેઠા લોકોને કચરી નાંખવામાં પોતાનું સઘળું જોર વાપરવા માંડયું. પછીથી હિંદુસ્તાનનો કબજો લેવાને જે બે હરીફો લઢતા હતા તેના સંબંધમાં મ્હેસુરનો રાજા આવ્યો. તંજોરનો મરેઠા

રાજા જેના તાબામાં બંગલુરનો મૂલક હતો તેણે જોયું કે આવા પડતા ઝગડામાં તે મૂલક મારે હાથ રહી શકવો અશકય છે અને તેથી મારે માથે ઘણી અડચણો આવી પડશે એમ ધારીને તેણે તે પ્રાંત મ્હેસુરના રાજાને *ત્રણલાખ રૂપીએ વેચી દીધો. જો કે ઔરંગજેબના લશ્કરે વેચાણ રાખનાર સાથે ઝઘડો કરવો પડશે એમ ધાર્યું તોપણ જેટલા રૂપીઆ મ્હેસુરના રાજાએ તંજોરવાળાને આપવા કર્યા હતા તેટલાજ ઔરંગજેબના લશ્કરને મ્હેસુરના રાજાએ આપ્યા તેથી તેઓએ ખુશી થઇને તે મૂલક મ્હેસુરના રાજાને આપી દીધો. પછીથી મોટા મુસલમાન પાદશાહ સાથે એક સંપમાં રહી મ્હેસુરના રાજાએ મરેઠા અને બેદનુરના રાજા ઉપર ફતેહ મેળવી. જો કે એક વખતે મરેઠાના લશ્કરે તેની રાજધાની એકદમ ઘેરી લીધી હતી તોપણ તેના દીકરાએ વાપરેલી ચતુરાઈ અને કાવતરાથી મરેઠા લોકોને તેના રાજમાંથી અપમાન પમાડે એવી રીતે નાસી જવું પડયું હતું. આ બનાવ બન્યા પછી તરતજ મ્હેસુરનો રાજા જે અદ્યાપિ પર્યંત પાદશાહી કચેરીમાં એક જમીનદાર તરીકે ઓળખાતો હતો તેને ઔરંગજેબ બાદશાહે રાજાનો કિતાબ આપ્યો અને હાથીદાંતની ગાદી ઉપર બેસવાની તેને છુટ આપી.

---

* કરનલ વીલ્કસ લખેછે કે દેશી અમલ જે દીવસોમાં હતો તે વખતે મીલકતનો ભોગવટો કેવો અનિશ્ચીત હતો તેનો આ અસરકારક દાખલો છે.

કરનલ વીલ્કસ લખેછે કે આ કામને માટે બનાવેલી ગાદી તેની પછી થનારા રાજાઓ હમેશાં વાપરતા હતા. ઈ. સ. ૧૭૯૯ ની સાલમાં ટીપુસુલતાનના મેહેલમાં એક કચરાપટીની ઓરડીમાંથી આ સિંહાસન (ગાદી) મળી આવ્યું હતું. હાલના રાજાને રાજ્યાભિષેક કરતી વખતે તે વાપરવામાં આવ્યું હતું અને જાહેરક્રીયાના પ્રસંગે તે રાજા હમેશાં તેને વાપરેછે.

પોતાના રાજ્યમાં તેર અગત્યના પ્રાંતો ઉમેરીને અને મુગલ પાદશાહ સિવાય બીજા કોઇનો તાબેદાર નથી એવા મુખ્ય રાજા તરીકેની સનંદ ઔરંગજેબ પાદશાહ પાસેથી મેળવી ચીકદેવ રાજ સન ૧૭૦૪ ની સાલમાં મરણ પામ્યો.

લગભગ બસેં વરસથી જે વંશ મ્હેસુરમાં રાજ્ય કરતો હતો અને એક જમીનદારીની સ્થીતિમાંથી તેને રાજ્યના દબદબાપર આણી મુકયું હતું તે વંશને હવે સઘળા જુલમગાર (અગર પોતાની મરજી મુજબ ચાલનારા) રાજાના વંશોની જે દશા અચુક થાયછે તે દશાને પાત્ર થવાનો વખત નજીક આવ્યો.

ચીકદેવરાજ પછી એ ગાદીએ **કંતીદેવરાજ** બેઠો. તે જન્મથી બેહેરો અને મુંગો હતો, જેથી હવે રાજ્ય પડતી સ્થીતિમાં આવવાનો વખત આવ્યો. નબળી રીતે દસ વરસ સુધી રાજ્ય કરી તે મરણ પામ્યો. તેના પછી મ્હેસુરની ગાદીએ **દુંદકોરાન** બેઠો. આ ઠેકાણે મારે કહેવું

જોઇએ કે જે રાજાએ મ્હેસુરને એક જમીનદારીના દબદબામાંથી રાજ્યની સ્થીતિમાં આણી મુકયું હતું, તે રાજાથી આ રાજા ત્રીજી પેઢીએજ હતો. તેમના પહેલાંના રાજા પોતાની પદવિના મગરૂર હતા અને જ્યારે તેમણે પોતે ધારેલું કામ તેઓ પાર પાડતા ત્યારેજ જંપતા હતા. તેમણે મેળવેલી પદવિનો કેવો જલદીથી અંત આવ્યો તે હવે નીચલી બીનાથી જણાશે. કંતીદેવ શુન્ય જેવો અને કીશનદેવ બુદ્ધિવગરનો હતો. તેઓ પોતાની પાછળ આવનારા માટે માત્ર નામનો કિતાબ અને શોભાની ગાદી મુકી ગયા.

ક્રુંદ કીશનના રાજ્યની પડતી દશાનું કર્નલ વીલ્કસ નીચે પ્રમાણે વર્ણન કરેછે. તે લખેછેકે "રાજ્યની સઘળી લગામ દીવાનના હાથમાં હતી. રાજા કંઈ સમજતો નહિ. અને તેથી કરીને દીવાનના જૂલમ ઉપર જે લોકો તેના પાસે ફરિઆદ કરવા આવતા તેમના ઉપર તે વળી દીવાનના સમજાવવાથી વધુ જૂલમ ગુજારતો હતો. પોતાના માનીતાઓને તે રાજ્યની મીલકત આપી દેતો. તેણે શિકારી જનાવરો; જેવાં કે વાઘ, ચિત્રા, વિગેરે પેટે ચાલનારાં પ્રાણીઓ, અને બીજાં જીવડાંને રાખી તેમનું ભરણ પોષણ કરવાને વરસદહાડે એક લાખ રૂપિઆના ખરચે એક મોટું જાનવરખાનું સ્થાપ્યું. આ કામમાં તેને કોઈના તરફથી હરકત થઈ નહિ તેથી તેણે ધાર્યું કે હું હવે મારી નેજરમાં આવે તેમ કરૂં તેમાં મને કોઈના તરફથી કંઈ

હરકત થવાની નથી. એ પ્રમાણે તેને મોજમઝાનાં સાધનો મળ્યાં તેથી તે પોતાનો સઘળો વખત તેમાં ગુમાવવા લાગ્યો. આળસ અને એશઆરામમાં તે ગરકાવ થઈ ગયો. એટલે **દેવરાજ** અને **નંદરાજ** નામના બે દીવાન મરજીમાં આવે તેમ વર્તવા લાગ્યા.

દુદકીશન જ્યાં સુધી જીવ્યો ત્યાં સુધી તેમણે તેને ખાલી દબ દબાવાળી સત્તા નીરાંતે ભોગવવા દીધી. અને પોતે તેનો કારભાર કરી સંતોષ માનતા. પણ જ્યારે તે રાજા સન ૧૭૦૧ની સાલમાં મરી ગયો ત્યારે તેની પછી આવનાર તેના દુરના સગા **ચામરાજ** તરફ તેમણે ખુલ્લો ધિક્કાર બતાવ્યો. ખરેખર શરૂમાં તેમનાં કામ કાજમાં તેમના વીર્ય હદ ઉપરાંત બોલવામાં આવ્યું હતું. કારણ કે ચામરાજ જો કે ધિક્કારવા જોગ અક્કલવાળો માણસ હતો તોપણ કમ અક્કલ લોકોમાં જે ખાસ ગુણ હોયછે તે તેનામાં હતો એટલે કાવતરૂં કેમ કરવું તે એ જાણતો હતો. એકદમ તેણે પોતાના દીવાનોને રજા આપી અને તેમની જગોપર પોતાના તરફના માણશો રાખ્યા. પણ પોતાની હાલત મજબુત કરવા અને પોતાની ફતેહ સુધારવાને માટે જોઇતી બુદ્ધિ તેનામાં નહોતી. બીજી તરફ જોઈએ તો દેવરાજે કાવતરૂં કીધું. અને રાજા થોડા રક્ષકને લઈને ગામ બહાર ગયો હતો તેનો લાગ જોઇ તેણે રાજ મેહેલ ઘેરી લીધો; લશ્કરને ફોડી મારી પોતાની તરફ ખેંચી લીધું અને રાજાને પકડી કબલ દુગ ટેકરીઉપર

જન્મ સુધી કારાગૃહમાં પુર્યો. આ કબલ દુર્ગની હવા એવીતો છે કે ત્યાં રહે તેનું મરણ થયા સિવાય રહેજ નહિ. આથી સંતોષ નહીં પામીને તેણે તે રાજા કેદમાં હતો તે દરમ્યાન તેને સારો ખોરાક પણ આપ્યો નહિ. તેથી તેના દુઃખનો છેડો જલદીથી આવ્યો. કરનલ વીલ્કશ લખેછે કે આમરાજને પદભ્રષ્ટ કર્યો તે દીવસથીજ જે વંશે બસો વરસ સુધી મ્હૈસુરમાં રાજ્ય કર્યું હતું તે વંશનો અંત આવ્યો. એ પછીથી જોકે અશલ કુળનો માણસ રાજાનો નામનો હોદ્દો ધરાવતો હતો તો પણ રાજ્યમાં સઘળી સત્તા હીંદુ અને મૂસલમાન લોકોના હાથમાં બીન હક્કે હતી. મ્હૈસુરના હવેના ઈતીહાસમાં દીવાનો અગર ખરેખરા રાજ કરતા ઉપર વધારે લક્ષ આપવામાં આવશે કારણ કે રાજાઓને મેહેલની હદની બહાર નીકળવાની ભાગ્યેજ રજા મળતી હતી.

નામના રાજા ચીક કીશન રાજના હાથ નીચે ખરેખરા રાજ કરતા દીવાનોમાં સૌથી પેહેલા બે પિત્રાઈ ભાઈ દેવરાજ અને નંદરાજ હતા. તેઓએ પોતાના મળતીઆ લોકોને રાજમાં સઘળા મોટા હોદ્દા આપ્યા. પછી થોડા વખતમાં નંદરાજ મરી ગયો. થોડાક માશ પછી મ્હૈસુર ઉપર કર્ણાટકના નવાબ દોસ્તઅલ્લીએ ચઢાઈ કરી. તો પણ હવે રાજની ઉંચા પ્રકારની યુક્તિથી તેનાં લશ્કરે ભારે કતલ સહીત હાર ખાધી. થોડા વખત પછી દક્ષિણનો સુબેદાર નીજામ ઉલમૂલ્ક લશ્કર લેઈ ચઢી આવ્યો, અને દેવરાજ પાસે ખંડણી માગી, તે દેવરાજે આપી અને દિ

દ્ભીના પાદશાહનું અધિપત્યપણું કબુલ કીધું. પોતે ઘણો ઘરડો થવાથી લશ્કર લેઈ લડવા જવાને તે અશક્ત હોવાથી રાજના અંદરના કારભારનાં પોતે પોતાનું લક્ષ આપ્યું રાખ્યું અને લશ્કરની સરદારી પોતાનો નાનો ભાઈ જે વળી નંદરાજ નામનો હતો તેને સોંપી. ત્રીચીનોપલ્લીને માટે ઈંગ્રેજ અને ફ્રેંચ લોકો સાથે એક સંપ કરીને અને તેમની સામે લઢીને આનંજરાજે જે પરાક્રમ બતાવ્યું છે તેનું લંબાણ વર્ણનઓર્મમાં આપેલું છે. પોતાની જગા નિર્ભય કરવા સારૂ નંજરાજ ચીકકીશન રાજની છોડી વેરે પરણ્યો.

દેવરાજે જે ઉપાય પોતાનાં ધણીની સામે વાપરેલા હતા. અને પોતે ને પોતાનો ભાઈ હોશીઆર હતા તેમ છતાં તે ઉપાય તેમની સામે કામે નહિ લગાડવામાં આવે એ વાતથી તેઓ સહી સલામત નહોતા. જે માણસોને મોટા અધીકારની મળેલી સત્તાની ઈમાનદારીનું પરીણામ પોતે કરેલા કૃત્ય મુજબ નીવડશે એવું લાગેછે તે માણસોને ફતેહમંદીથી સત્તા મળે તો તે તેમને શરૂઆતનીજ માલમ પડેછે. એવું બન્યું કે નંજરાજે નોકરીમાં રાખેલા સિપાઇઓમાં હૈદર સાહેબ અથવા હૈદરઅલ્લી નામે એક સિપાઈ હતો. તે હૈદરઅલ્લીનો દાદો મહમદ બહીલોલ નામનો એક ફકીર હતો. તેણે પંજાબમાંથી આવીને હૈદરાબાદ પાસે એક નાની મશીદ બાંધી. હૈદરઅલ્લીનો બાપ ફતે મહંમદ હતો. તે સીરા તાબે કરતાં સાદતઊલ્લાની સામે અબદુલ રસુલખાનની તરફથી લડતાં મરાયો હતો.

જ્યારે હૈદર મ્હેસુરના રાજાની નોકરીમાં દાખલ થયો ત્યારે તેની ઉમ્મર લગભગ ૩૦ વર્ષની હતી. પણ તેની અ-કલને લીધે નંજરાજાનું લક્ષ તેની તરફ જલદીથી ખેંચાયું. અને પેહેલા સંગ્રામની મુદત પુરી થઈ કે તેને એક સ્વતંત્ર રસાલાનો ઉપરી બનાવ્યો.

એ વખતથી હૈદરઅલ્લીનું નામ મ્હૈસુરની સાથે નીકટ સબંધ ધરાવેછે તોપણ તેના પરાક્રમના ઈતિહાસનું અથવા તો નંજારાજાની સરદારી નીચે જે લશ્કરે પેહેલાં ઈંગ્રેજ લોકોને અને પછીથી ફ્રેન્ચ લોકોને તે-ઓના રાજ્ય સ્થાપન સંબંધી લડાઈમાં મદદ કરી હતી તે લશ્કરના પરાક્રમનું અહીંયાં વર્ણન કરવું જ-રૂરનું માલમ પડતું નથી. લાંબા વખત સુધી તે બે ભા-ઇઓ પોતાની સત્તા મજબુત ટકાવી રહ્યા. અને તેઓએ પોતાની દોલતમાં વધારો કરવાનો એકે લાગ જવા દીધો નહિ. તેઓના વખતમાં ખેડૂત લોકોના ભલા અર્થે ઘણીજ થોડી દરકાર રાખવામાં આવતી હતી. ચીક દેવરાજે લોકોને હેરાન કર્યા હતા. તેની લોકોમાં ચાલતી વાતોને લીધે અને કુદકીશન રાજની નબળાઈનો લોકોને જાતે અનુભવ થયો હતો તેથી કરીને જૂના કૂળના કેદ થએલા રાજાના લાભમાં ઊતરવાને ખેડૂત લોકો પાછા હઠયા. રાજ્ય નબળું થઈ જવાનાં બીજાં પણ કારણો આ વખતે હતાં. પરદેશીઓ સાથે લડાઇઓ કરીને પૈસો ઘણો ખૂટી પડ્યો હતો. વળી ૧૭૫૫ની સાલમાં સલાબતજંગના હાથમાંથી સેરીંગાપટ્ટન બચાવવાને બુસ્સીની સરદારી નીચે ફ્રેન્ચ લોકોએ દેવરાજને

મદદ કરેલી તે વખતે મદદ તરીકે ૫૦ લાખ રૂપીઆ ખંડણી આપવાનું વચન આપવાને દેવરાજને જરૂર પડી હતી. આ ખંડણીનો કેટલોક ભાગ હિંદુ દેવળો લૂંટીને અને રાજાની ખાનગી મીલકત લૂંટીને પુરો કરવામાં આવ્યો હતો.

બીજે વર્ષે જુવાન રાજા જે પોતાની બંધીખાનાની સ્થિતીમાં ધીમે ધીમે ક્રોધાયમાન થવા જતો હતો તે જુવાન રાજાની બરદાસ્ત કરવાના સંબંધમાં તે બે રાજ છીનવી લેનાર દીવાન ભાઇઓમાં કજીઓ ઉત્પન્ન થયો. દેવરાજની મરજી તો નરમ ઉપાયો કામે લગાડવાની હતી. પણ નંજારાજે ધાર્યું કે સખતાઈ કરવી તે પેહેલા નંબરનો રસ્તો છે, એવો ઠરાવ કરી તેણે રાજ મેહેલ ઉપર તોપોનો મારો ચલાવ્યો. (મેહેલના દરવાજા રાજાએ બંધ કરી દીધા હતા). દરવાજો તોડીને કીલ્લો લીધો, અને રાજાને તેની ગાદી ઉપર બેસાડીને તેની નજર આગળ તેના મુખ્ય મળતીઆઓનાં નાક કાન કપાવી લીધાં. આ બનાવ પ્લાસીની લડાઈ થઈ તેની અગાઊ એક વરસપર બન્યો. પ્લાસીની લડાઈથી ઈંગ્લાંડને બંગાળામાં પેહેલ વેહેલો પાકો પાયો નાંખવાનું બની આવ્યું હતું.

થોડા મહીના બાદ મરેઠા લોકો ફરીથી સેરીંગાપટ્ટન ઉપર આવ્યા, અને નંજારાજને મ્હૈસુરના મૂલકનો મોટો ભાગ છોડી દેવાની જરૂર પાડી. દેવરાજને પોતાના સોબતીની આવી ચાલ ના પસંદ પડવાથી લોકો ઉપર જૂલમ ગુજારી પોતે એકઠા કરેલા પૈસા સાથે લઇને

સેરીંગાપટ્ટન છોડી ચાલ્યો ગયો અને નંજારાજના તાબામાં મુખ્ય સત્તા રહી. તે બે ભાઇઓ વચ્ચે અણબનાવ થવાથી હૈદરને લાગ ફાવ્યો. અત્યારસુધી નંજારાજ હૈદરથી બીતો હતો ખરો પણ તે તેને લાડ લડાવતો, અને તેના ઉપર વાહાલ રાખતો, અને તેણે તેને કેટલોક મૂલક પણ સોંપ્યો હતો. આથી હૈદરનો સત્તામાં ઘણો વધારો થયો હતો. રાજા અને નંજારાજ પોતે પણ તેને ફતેહ હૈદર બહાદુર કહીને સલામ કરતા. અને જે હૈદરે આવી જાણવાજોગ ચાતુરી બતાવી આપી તે હૈદરને આગળ પાડવામાં પોતે જે ડહાપણ બતાવેલું તે ડહાપણ ઉપર નંજારાજ એક સરખી રીતે બડાઈ મારતો હતો. હમણાં તેને માલમ પડ્યું કે હૈદરનામાં બે જાતની ચાલચલકત છે. આ સરદારે મુખ્ય સત્તા મેળવવાને નિશ્ચય કર્યો હતો પણ તે કામ પુરૂ પાડવામાં નંજારાજનો વચ્ચે અંતરાય નડતો હતો તેને ખસેડવાને માટે હૈદરે માજી રાજાની વિધવા રાણી સાથે એક યુક્તિ કરી, જે યુક્તિથી તેણે નંજારાજ ઉપર એટલીબધી અસર કરી દીધી કે તેણે પોતાની જગો છોડી દીધી અને જરાક સામે થઇને કબુલ કર્યું કે હું મ્હૈસુરથી પચીસ માઇલ છેટે કુરનુરમાં જઈ મારો મુકામ કરીને રહીશ. તે વખતે અડધ ઉપરાંત રાજની ઉપજ હૈદરને સોંપવામાં આવી, આટલું છતાં હૈદરઅલીએ બહાનાં કાઢી વધારે માગ્યાં કીધું. આખરે ૧૭૬૦ની સાલમાં આખુ રાજ તેને કબજે થયું. અને એજ સાલમાં તેને ખસેડી મુકવાને જીવ ઉપર આવી જઈ લગભગ

ફતેહમંદ કોશિશ કરવામાં આવી હતી એટલું છતાં હૈદરે તે મળેલું રાજ પોતાના મોત સુધી જાળવી રાખ્યું.

હૈદરનું રાજ, ઈંગ્રેજ લોકો સાથે તેની લડાઇઓ. અને મદ્રાસના ઝાંપા સુધી તેણે દેશ ઉજ્જડ કરેલો તે સઘળી બાબતો એંગ્લો ઈંડીઅન ઇતિહાસના સઘળા વાંચનારાઓની અજાણુમાં નહીં હોય તેથી કરીને આ સાહસીક નરની અને તેના છોકરાનાં યુદ્ધ પરાક્રમનું આ જગોઉપર સ્વીસ્તર વર્ણન કરવું જરૂરનું જણાતું નથી. તેણે રાજ છીનવી લીધું તે દરમીયાન હિંદુ વંશનું શું બન્યું તે વીશે તપાસ કરવી જરૂરની લાગેછે. નામનો રાજા ચીક ક્રીશન ઇ. સ. ૧૭૬૬ની સાલમાં મરી ગયો તે વખતે હૈદરે પોતાના સૌથી વડા દીકરાને રાજાનો સઘળો દબદબો આપ્યો હતો. પણ તરત હૈદરની જાણમાં આવ્યું કે જુવાન રાજા માણસને સ્વભાવીક રીતે જે છુટ જોઇએ તે છુટને માટે કંઇક ઇચ્છા બતાવેછે તેથી તેણે રાજાના ખરચ માટે ઠરાવેલી રકમ, તથા મેહેલ લૂંટીને તેમાં રોકડ નાણું અને કીંમતી ચીજો હતી તે લઈ લીધી. પણ બૈરીઓના તન ઉપરના દાગીના રહેવા દીધા. (રાજાનો) ઘરખટલો ઓછો કરીનાખ્યો અને પોતાના બાતમીદારોએ કાઢી મુકેલાઓને ફરીથી રાખ્યા. પાંચ વર્ષ બાદ હૈદરનો સંકટનો સમય આવ્યો. ત્યારે આ રાજાએ મરેઠા લોકો સાથે કોલકરાર કરવાને કોશિશ કીધી. આ વાત ઉઘાડી પડવાથી તેને હૈદરના હુકમથી ગુંગળાવીને મારી નાંખવામાં આવ્યો. અને તેની

જગોએ તેના ભાઈ **ચામરાજને** બેસાડ્યો. ચામરાજ ઈ. સ. ૧૭૭૫ની સાલમાં મરી ગયો. મ્હૈસુરના રાજ્યનો હિંદુ વ-શનો આ છેલ્લો રાજા હતો, અને દેશની વ્યવહાર ઉપયોગી નોકરીને માટે હિંદુ વંશ તેજ વખતથી નાબુદ થયો એમ કહી શકાય. પણ હૈદરના તુરંગમાં એવું આવ્યું કે પુત-ળા જેવો પણ રાજા જોઈએ એમ છતાં નજીકનો સગો એટલે દોહીત્ર પસંદ કર્યો નહિ અને વારસ નીમવાનું પોતાની મરજી ઉપર રાખ્યું. કર્નલ વીલ્કસના પુસ્તકમાંથી આ બાબત નીચે વીગતવાર બ્યાન લંબાણથી કરીએ છીએ.

તે લખેછે કે "આ વખતે પુતળા જેવો રાજા ચામરાજ મરી ગયો. હૈદર હજુસુધી હિંદુ કુટુંબ તરફથી મ્હૈસુર કબજે રાખવાનો ઢોંગ કરતો હતો અને દશરાના તેહેવારને રોજ દર વર્ષે રાજના જરૂખામાં હાથી દાંતની ગાદી ઉ-પર તે પુતળા જેવા રાજાને બેસાડીને પોતાની પ્રજાને બતાવી તેમને ખુશી કરતો હતો અને તે પોતે દીવાન અને સેનાપતીનો હોદ્દો ધરાવતો. આવા રીવાજથી ઘણા દેશો-માં લોકોની લાગણીઓ ઉશકેરાઈઓ છે. અને તે રાજ છીનવી લેનારને જોખમકારક થઈપડયું છે. પણ કમનશીબ હિંદુ લોકોએ ધાર્યું કે આપણા મૂલકમાં દરેક જગોએ મુ-સલમાની રાજનો માર આપણે વેઠવાનો છે. અને મરેઠા લોકો તો એથીએ વધારે નિર્દયતા ગુજારે છે તેથી હિંદુ રાજકર્તાને માટે તેઓની કુદરતી પસંદતા તેઓએ માં-ડીવાળી. અને તેમને અને તેમના ધારાઓને કંઈક માન આપવામાં આવતું તેથી તેઓ શાંત બેસી રહ્યા. આવા

તેમના વિચારની હૈદરને ખબર પડી અને તે વીશે તેણે અમલ કરવા માંડ્યો. તથા બીજા પુતળા જેવા રાજાને માટે તેણે ઠરાવ કર્યો. રાજાના વંશમાં કોઈ પુરૂષ નહોતો તેથી તે કુળની જુદી જુદી શાખાઓમાંથી સઘળાં છોકરાં એકઠાં કરવાનો તેણે હુકમ કર્યો, જે છોકરાંમાંથી એક જુના આધાર પ્રમાણે ગાદીને માટે વારસ થઇ શકે. આ પ્રસંગની વીધી છોકરવાદ હતી તોપણ લોકોની લાગણીને પુરેપુરી અનુસરતી હતી. હૈદરે લોકોની મનોવૃતીઓને જુલથાપ દેવાનો નિશ્ચય કર્યો હતો. તેણે જે દીવાનખાનામાં શ્રોતાજનો એકઠા થયા હતા તેમાં ફળ, મીઠાઇ, અને ફુલ ઇત્યાદી જુદી જુદી જાતનાં રમકડાં, હથીઆર, ચોપડીઓ સ્ત્રી પુરૂષના શણગાર, પૈસાની થેલીઓ, જેને તમામ નાનાં છોકરાં અને મોટા માણસો મેળવવાને માટે કોશીશ કરે એવી જુદી જુદી જાતની દરેક ચીજ ઠેકાણે ઠેકાણે મુકી હતી. છોકરાંને એકદમ દાખલ કરવામાં આવ્યાં અને તેઓને કહ્યું કે તમોને જે ઉત્કૃષ્ટ લાગે તે એમાંથી લો. ઘણાં છોકરાં ફળ મીઠાઈ અને રમકડાં લેવાને માટે ઝડપાઝડપી કરવાને ઉતાવળથી મંડ્યાં. પણ એક છોકરાનું લક્ષ એક પ્રકાશીત નાના ખંજર તરફ ગયું, જે તેણે પોતાને જમણે હાથે ઉપાડ્યું. અને પછી તરતજ પોતાને ડાબે હાથે એક નાનું લીંબુ ઉપાડ્યું, હૈદરે બુમ પાડીને કહ્યું "એજ રાજા છે. તેનું પેહેલું કામ યુદ્ધ સંબંધી રક્ષણનું છે. અને તેનું બીજું કામ પોતાના રાજની પેદાશ વસુલ કરવાનું છે. તેને અહીં લાવો. હું કોટી કરૂં"

મંડળીના લોકો સઘળા મનમાં વખાણ કરવા લાગ્યા. અને તેણે તે છોકરાને હિંદુ મેહેલમાં લઇ જવાને હુકમ કર્યો તથા રાજ્યાભીશેકને માટે તૈયાર કર્યો. આગલા રાજાનું જે નામ હતું તેજ નામ એટલે **ચામરાજ** નામ તેનું પણ પાડયું. અને આ ચામરાજ મરહુમ રાજાનો બાપ હતો, જે મરહુમ રાજાને ઇ. સ. ૧૭૯૯ની સાલમાં મુસલમાન વંશ કાઢી નાંખીને મ્હેસુરના હિંદુ વંશના મુખ્ય તરીકે ઇંગ્રેજોએ ગાદીએ બેસાડ્યો હતો.

આ ચામરાજ ઇ. સ. ૧૭૮૨માં હૈદર મરી ગયો ત્યાર પછી જીવતો હતો પણ તેને મરતા સુધી એટલે ૧૭૯૫ની સાલ સુધી રાજમેહેલમાં કેદી તરીકે રાખવામાં આવ્યો હતો. જ્યારે તે મરી ગયો ત્યારે ટીપુ સુલતાને પુતળા જેવા રાજાનો ફારસ હવેથી વધારે વખત ચાલુ નહીં રાખવાને ઠરાવ કીધો. માજી રાજાનો છોકરો ફક્ત બે વર્ષનો હતો. તોપણ આખા મેહેલમાં ફરીવળીને તે છોકરાનાં, તેની માનાં, અને તેનાં સઘળાં સગાંનાં તનનાં ઘરેણાં તેણે લૂંટી લીધાં અને ત્યાર પછી તેમને પાડોશના એક કંગાલ ઝું-પડામાં કાઢી મુકવામાં આવ્યાં. જ્યારે તા. ૪ મે સને ૧૭૯૯ને રોજ શેરીંગાપટ્ટન સર કર્યું ત્યારે આ ઝુંપડામાંથી તેઓ મળી આવ્યાં હતાં.

એ વખત પછી મ્હેસુરના ઇતિહાસનું એક જુદુ રૂપ પ્રગટ થયું. લોર્ડવેલસ્લીએ જીતેલા મૂલકનો ઘણો ભાગ નીજામે અને પોતે વહેંચી લઇને બાકીનો મૂલક જે દરવર્ષે ૪૯ લાખ રૂપીઆની ઉપજનો હતો. તે મૂલકના રાજા

તરીકે તે ઝુંપડામાંથી મળી આવેલા છોકરાને ગાદી-એ બેસાડ્યો. જે છોકરાના બાપને પોતાના કુળને, તેમજ હુશીઆરીને લીધે નહિ પણ પોતાના બચપણમાં જે રમવાની બીજી ચીજો તેની આસપાસ ગોઠવેલી હતી તેમાંથી એક રમવાનું ખંજર તેણે એક વખતે દૈવયોગે પસંદ કર્યું તેને લીધે રાજ્યને દરજ્જે ચઢવાનું બની આવ્યું હતું. આ વખતે તે કુટુંબની ઘણાં વરસ સુધીની ચાલતી આવેલી સત્તા જોકે છીનવી લેવામાં આવેલી હતી તેથી દેશમાં તેઓની સત્તા બીલકુલ જતી રહી હતી તોપણ લૉર્ડ વેલેસ્લીએ જે રસ્તો પકડ્યો હતો તે રસ્તામાં તેને માલમ પડ્યું કે તેમાં અડચણોમાંથી નીકળવાનું સાધન છે. મ્હૈસુરનો છુટો પડેલો ભાગ હૈદરઅલીના લડાઈખોર કુળના વારસોને તે પાછો આપી શકયો નહિ. કારણ કે તેણે ધાર્યું કે જો એમ કરીશું તો જેવી અગાઉ મરણીઆ થઈ લડાઇઓ કરવી પડી છે. તેવી લડાઇઓ ઈંગ્રેજ સરકારને ભવીષ્યમાં કરવી પડશે. તેમજ બીજી તરફ જોઇએ તો બ્રિટિશ સરકારથી આખો દેશ પોતાનો કરી લેવાય નહિ. કારણ કે તેમ કરે તો નીજામ અને મરેઠા અદેખાઇ અને તેની સાથે દુશમનાવટ કરે. છેલ્લા કબુલ કરવામાં આવેલા મ્હૈસુરના હિંદુ કુળના વંશજને છુટા પડેલા મુલકનો મોટો ભાગ બ્રિટિશ સરકારના તાબેદાર તરીકે સોંપવો તે કામ લૉર્ડ વેલસ્લીને તેની આપદામાંથી બચી જવાનું સાધન છે એમ જણાયું. મ્હૈસુરની ગાદીપર ૦૭ વરસના છોકરાને બેસાડવાનાં આ કારણ હતાં. તે છોકરા ઉપર હૈદરે

પોતાના મગજના એક તુરંગથી આગળ કહી ગયા છીએ તેવો જૂલમ કર્યો હતો. અને તે ગરીબાઇ અને કંગાલીયતપણામાં આવી ઉછર્યો હતો.

આ છોકરો જેનું નામ ક્રીશનરાજ વડીઆર ધારણ કરવામાં આવ્યું હતું; તેને માટે તેની બાલ્યાવસ્થામાં જે ગોઠવણો કરવામાં આવી હતી, તે પુરેપુરા પાકા વિચારથી કરવામાં આવી હતી. સરબારી કલોઝ નામના તે જમાનાના એક ઘણાજ હોશીઆર રાજનીતિ કુશળ પુરૂશને રેસીડેન્ટ નીમવામાં આવ્યો, અને લશ્કરનો સેનાપતી કર્નલ આર્થર વેલસ્લીને બનાવ્યો. દેશનો રાજ્ય કારભાર પુરનીયા નામનો એક બ્રાહ્મણ જે ટીપુના ઘણાજ હોશીઆર દીવાનોમાંનો એક હતો તેને સોંપવામાં આવ્યો. મ્હૈસુરના સને ૧૮૭૨ની સાલના વહીવટના રીપોર્ટમાંથી નીચેની વાત ઊતારી કાઢવામાં આવીછે. તે લખનાર ક્રીશનરાજ વડીઆરનો ઈતિહાસ ટુંકામાં પણ પુર્ણ બારીકીથી લખેછે. તોપણ જેમના વાંચવામાં તે ઈતિહાસ આવે અને જેઓના મનમાં એમ આવે કે ભવિષ્યમાં દેશી અમલ ચાલુ કરવાની સઘળી કોશિસો વ્યર્થ છે તેમણે યાદ રાખવું જોઇએ કે જે ફાયદો હાલના રાજાને પાકી કેળવણી આપવાથી મળેલોછે તેવો ફાયદો ક્રીશ્નરાજ અગર તેની પેહેલાં થઇ ગએલા કોઈ રાજાને મળ્યો નહોતો. ક્રીસ્નરાજની કેળવણી વીશે વાંચવાથી ઈતિહાસ વાંચનારને મીશેલેહે વર્ણવેલી ૧૫મા લુઇની કેળવણીનો હેવાલ યાદ આવેછે.

સદરહૂ રીપોર્ટમાં કહેલુંછે કે તે રાજાની બાલ્યાવસ્થામાં

એટલે કે સન ૧૭૯૯થી ૧૮૧૦ સુધીમાં ખરેખરૂં પુછાવો તો રાજા તો પુર્ણીઆ હતો. તેનો અમલ જૂલમગાર હતો અને લોકોની પુંજી ઓછી કરી નાખી રાજ્યને નુકસાન કરી ખજાનો તર કર્યો કે નહીં તે વીશેનો સવાલ ઉત્પન થાયછે. કારણ કે ઈ. સ. ૧૮૧૧ની સાલ પેહેલાં તો તેણે પચોતર લાખ પગોડા* તો વધારી લીધા હતા. તે જુના વીચારનો દીવાન હતો અને રાજા મોટો થયો. અને તેને ડહાપણ આવ્યું ત્યારે તેના જૂલમી અમલમાંથી છુટા થવાને તે જ્યારે કોશીસ કરતો ત્યારે પુર્ણીઆ મનમાં બળતો હતો. આથી રાજાને ગુસ્સો આવ્યો કારણ તેનીપાસે ઘણા ટુકડા ખાઉ લોકો એકઠા થયેલા હતા જે તે રાજાને રાજ્યની લગામ પોતાનાં હાથમાં લેવાનો તેને હમેશાં અરજ કર્યા કરતા હતા. ઈ. સ. ૧૮૧૧ની સાલમાં રાજાએ પોતે જાતે રાજ્ય કારભાર કરવાને રેસીડેન્ટને પોતાની ઈચ્છા જણાવી. રેસીડેન્ટે પુર્ણીઆને થોડો ઘણો રાજ્ય કારભાર કરવાનું મળે એવી ગોઠવણ કરવાને યત્ન કીધો પણ પુર્ણીઆએ બીજાના તાબેદાર રહી નોકરી કરવા ના પાડી અને સેરીંગાપટ્ટણમાં જઈ રહ્યો, જ્યાં થોડા વખત પછી તે મરી ગયો.

રાજાએ બ્રિટિશ સરકારની સારી ઈચ્છાથી,ભરપુર ખજાના સહીત અને શુભ અવસરે રાજ્ય ગ્રહણ કીધું.તેની જુવાન અવસ્થા તેજ તેનું કમનસીબ હતુ અને તેને કદી સારો

*સોનાનો શીક્કોછે. કીંમતમાં ૧$\frac{3}{4}$ શીલીંગથી તે ૩ શીલીંગ સુધીછે. અસલ હિંદુસ્તાનમાં તે ચાલતો હતો.

દીવાન મળી આવ્યો નહિ. વળી તે મોજ મઝાનો શોખી હતો. અને જો કે તે બારીક બુદ્ધિવાળો અને નજરબાદ હતો. તેમ છતાં આપ ખુદીથી રાજ્ય ચલાવવાનો લોભ તેનામાં તેની અક્કલના પ્રમાણમાં ઘણો જ્યાદે હતો. કોઈ ગુન્હો કરે તેના ઉપર તે ઉદારતા બતાવતો અને દેવળોમાં તે ઉડાઉપણે બક્ષીસો કરતો. આવી રીતે વર્તવાથી રાજ્ય કારભાર અવ્યવસ્થીત થઈ જાય તેમાં કાંઈ નવાઈ નથી. રાજાને સત્તા મળી ત્યારપછી બે વરસની અંદર તો રેસીડંટને વડી સરકારમાં રીપોર્ટ કરવાની જરૂર પડી કે પુર્ણીઆએ જમા કરેલો સઘળો ખજાનો રાજાએ ઉડાવી દીધોછે. જુના વખતથી ચાલતી આવેલી રીતનો અટકાવ કરવાને રાજાને સમજાવવામાં આવ્યો તે વ્યર્થ ગયું, જે વધારે પૈસા આપે તેને રાજ્યમાં મોટા મોટા હોદ્દા આપવા માંડ્યા. અને 'શરતી'ની રીતથી લોકો ઉપર ઘણો જૂલમ થવા બેઠો, જે રીવાજ પુર્ણીઆના અમલમાં નવો દાખલ થયો હતો. શરતી એ એક જાતનો કરાર હતો. તે અમલદાર સરકારને કરી આપતો હતો તે એવો કે હું સરકારને મેહેસુલની આટલી રકમ ઉત્પંન કરી આપીશ. જો સરતીથી ઓછી વસુલાત આવે તો આમીલદાર તે પુરી કરી આપે અને વધારે આવે તો સરકારમાં ભરવી એવી રીત શરતીની હતી. અમીલદારો શરતીના રકમમાં ધીમે ધીમે દર વરસે વધારો કરતા હતા. 'મચ્છ બોલીકા' અથવા કરારનામામાં તે અમીલદાર હમેશની માફક બંધાતો કે હું એ(રૈ)યતો ઉપર જૂલમ કરીશ નહિ અથવા તેમના ઉપર નવા વેરા

નાખીશ નહિ અથવા વાડીનો સરકારી ભાગ વેચાતો લેવાની તેમને ફરજ પાડીશ નહિ. પણ આ ઠરાવ ફક્ત નામનોજ હતો કારણ કે તે કરારમાંની ઉપર કહેલી કોઈ પણ સરત તોડવામાં આવે અને તે સરકારમાં જાહેર કરવામાં આવે તો પણ સરકાર તેના ઉપર કાંઈ લક્ષ આપતી નહીં. આનો પરીણામ એ થયો કે ખેડુતો ઘણા ગરીબાવસ્થામાં આવી પડ્યા. વસુલાતમાં ઘણો ઘોટાળો થઈ ગયો, અમલદારોને પોતાને પણ વારંવાર ખોટ આવવા માંડી. સરકાર પોતાની ફરજ અદા કરતી નહીં તેથી અને ઉપર મુજબ કારભાર ચાલતો તેથી ખેડુત લોકો ભારે સંકટમાં આવી પડ્યા. અને દરેક જૂલમી સરતી, ફોજદાર અને આમીલદારના જૂલમથી પીડાવા લાગ્યા.

ઈ. સ. ૧૮૩૦ની સાલમાં નગર પ્રાંતના (આ પ્રાંત હૈદરના અમલ પહેલાં મ્હેસુરના રાજ્યનો મૂલક નહોતો અને તેથી તેમાં રાજાની વંશ પરંપરાની સત્તા બીજા ભાગો જેટલી બળવાન નહોતી) કેટલાક ભાગના લોકોએ બળવો ઉઠાવ્યો. કેટલાક પાલીગાર લોક સ્વતંત્ર થઈ ગયા અને તેઓએ એક ઢોંગીને ઉભો કીધો અને કહ્યું કે જે રાજા પાસેથી હૈદરે ગાદી છીનવી લીધી હતી તે રાજાનો તે વારસ છે. જોકે રાજાનું લશ્કર બળવાખોર લોકો સાથે થયેલી નાની લઢાઈમાં ફતેહમંદ થયું તેમ છતાં તે બળવો સમાવી શક્યું નહીં, અને રાજાને બ્રિટિશ સરકારની મદદ માગવાની જરૂર પડી. બ્રિટિશ લશ્કરે તે બળવાને છેક શાંત કરી દીધો.

મ્હૈસૂરના રાજ્યની હાલત તરફ હીંદુસ્તાનની સરકારનું લક્ષ કેટલોક વખત થયાં ખેંચાયું હતું અને એવું ધારવામાં આવ્યું હતું કે બળવો ઘણો જોખમ ભરેલો હતો તેથી તે બાબદમાં ખાસ તપાશ કરવાની જરૂર છે એવું ઠરાવી ગવરનર જનરલે 'મહીસૂરમાં જે ફીતુર થોડા વખત ઉ-પર થયું હતું તેનું મૂળ કારણ, તે શાથી વધી પડયું અને તેને કેમ દબાવી દીધું' તેની તપાશ કરવાને એક કમીટી નીમવાને હુકમ કર્યો. કમેટીએ પોતાના હેવાલમાં "રાજા બરાબર રીતે રાજ્ય ચલાવતો નથી તેથી દેશમાં અસંતોષ પેદા થયોછે અને ઉપજ ઘટી ગઈછે. વળી રાજ્યનાં સ-ઘળાં ખાતાંમાં ગેર બંદોબસ્ત હદપાર થઈ ગયોછે." એમ રિપોર્ટ કર્યો. ગવર્નર જનરલે એ રિપોર્ટ ઉપરથી કોલ ક-રારની ચોથી અને પાંચમી કલમ પ્રમાણે રાજ્ય કમીશ-નરોથી ચલાવવા ઠરાવ કીધો અને રાજાને એક પત્ર લખ્યો, જેમાં તેને કેવી હાલતમાં ગાદી આપવામાં આવી હતી, કરારની મતલબ, રાજ્યમાં અવ્યવસ્થા, નિર્દયતા અને જાલમ એ સઘળાંનું સ્વીસ્તર વર્ણન કર્યુંહતું. પછી "બ્રિ-ટિશ સરકારે મ્હૈસુરના રાજ્ય ઉપર જે આભાર તથા રક્ષણ કર્યુંછે તે તથા ઉપર કહેલી હકીકત અને સંધીની સરતો ઉપરથી તે રાજ્યને જાળવી રાખવા અને તેનો નાશ થવા બેઠોછે તેનો અટકાવ કરવાની અમારી ફરજછે. એ અમારી મતલબ ફતેહમંદીથી પાર પડે તેટલા માટે દેશનો કુલ વહીવટ બ્રિટિશ અમલદારોના હાથમાં સોંપવાનું અમને જરૂરનું માલૂમ પડયુંછે અને તેટલા માટે અમોએ કમી-

શનરો નીમવાનો ઠરાવ કીધોછે, જે કમીશનરો જલદીથી મ્હેસુર આવવા નીકળશે". એમ રાજા ઉપર પત્ર લખ્યો. રાજાએ કમીશનરો આવ્યા કે તરતજ ઉપલા પત્રને માન આપી શાંત રીતે રાજ્યની લગામ સોંપી દીધી અને પોતે મ્હેસુરમાં જઈ પોતાના મહેલમાં જઈ રહ્યો.

રાજ્યકારભારમાં હજુપણ એક બહોળો ફેરફાર કરવાની જરૂર જણાઈ આવી. તે પ્રાંત પેહેલ વેહેલાં હસ્તગત કીધો તે વખતે ગવર્નર જનરલે મદ્રાસની સરકારને એવી સુચના કરી હતી કે "કમીશનરોએ બરાબર દેશી રીત મુજબ અને દેશી ધારાઓને માન આપી તે રાજ્ય કરવાનું છે." પાછળથી તારીખ ૨૫ મી સપ્ટેમ્બર ૧૮૩૫ને રોજ કોર્ટ ઓફ ડીરેકટરે લખેલા પત્રથી આ વિચારો મજબુત થયા હતા. તે પત્રમાં કોર્ટ ઓફ ડીરેકટરે લખ્યું હતું કે "જેમ બને તેમ કરીને દેશી રીવાજને વળગી રહેવાને અમો ઘણા આતુર છીએ. અને દેશી એજન્સીથી હવે પછી ચલાવી નશકાય એવી રીત અમો દાખલ કરવા માગતા નથી" તે કમીશનરો આ સુચનાને શરૂઆતમાં તો દ્રઢ વળગી રહ્યા હતા. પણ જતે દીવસે જણાઈ આવ્યું કે રાજ્યનો સોંચો છેક અંદરના ભાગ સુધીમાંથી સડી ગયો છે. કેટલો બધો ગેરબંદોબસ્ત થઈ ગયો હતો તેનો એક દાખલો જોવો હોય તો તે એકે ઈનસાફની કોરટોને "ગુનેગાર" અને "નહિ ગુનેગાર" એટલુંજ ફક્ત ઠરાવવાની સત્તા હતી, અને સજા કરવાની નહોતી. સજા કરવાનું કામ રાજાને સોંપવામાં આવ્યું

હતુ તે એટલો બધો સુસ્ત હતો કે પોતાના કામપર લક્ષ આપતોજ નહિ, અને પરીણામ એવો આવ્યો કે બંધી ખાનાં બંધીવાનોથી વરસોનેવરસો સુધી ખીચોખીચ ભરાયલાં રહ્યાં, જે બંધીવાનો, જો કદાપી ગુનેગાર હતા તો ફકત હલકા ગુના માટે ગુનેગાર હતા. જુદી જુદી જાતની કોરટોને કેટલે સુધી અખ્તીઆર આપેલો હતો તે વીશે બરાબર ખુલાસો આપેલો નહોતો અને તેમની સામે પાર વીનાની અપીલો થતી. તે વખત ચાલતી દેશી રીતે રાજ કરવાની પદ્ધતીની મદદવડે આ બધી ખરાબીઓનો નાશ એક કમીશનથી થઈ શકે તેમ રહ્યું ન હોતું અને તેટલા માટે દેશી ફોજદારોની જગોપર ચાર યુરોપીઅન સુપ્રીંટેન્ડેન્ટ નીમવાનો ઠરાવ થયો. હજુર અદાલત જેમાં દેશી ન્યાયાધિશો બેસતા તેને પ્રાંતમાં સૌથી વધારે સત્તા આપવામાં આવી. પણ તે જે સજા કરે તેમાં કમીશનરની મંજુરી મેળવવાની હતી. અને થોડા વખત પછી તે કોરટને ઠેકાણે એક જ્યુડીશીઅલ કમીશનર નીમવામા આવ્યો. સન ૧૮૪૩ની સાલમાં રેસીડંટનો હોદ્દો કાઢી નાંખ્યો.

' જનરલ કબ્બાન ( જે પાછળથી સરમાર્ક કહેવાયો ) જે કરનલ મોરીસન પછી સન ૧૮૩૪ના જુન માસમાં કમીશનર થયો અને સન ૧૮૬૧ના ફેબ્રુવારી માસ સુધી તે હોદ્દો ભોગવ્યો. તેના રાજ્યકારભારનું આવું રૂપ હતું તેના અમલમાં તે પ્રાંતનો ઈતિહાસ, જે લોકોએ દેશી રાજ્યમાં બ્રિટિશ સત્તાનું ઉપરીપણું ટકાવી રાખ્યું છે તેને

પ્રખ્યાત દાખલો બતાવી આપે છે, કારણ કે ગુલામગીરી-
ની અને પાયમાલ થઈ ગએલી હાલતમાંથી છોડવીને
મેહેસુલ સંબંધીની આબાદીમાં આણી મુકેલી પ્રજાનો
તે ઈતિહાસ છે. આ રીપોર્ટના મેહેસુલ સંબંધી પ્રકરણ-
માંથી મેહેસુલ ધીમે ધીમે કેવી રીતે વધ્યું તે માલમ
પડી આવશે. એજ વખતે વેરાની સાતસોને* અગનોતેર
(૭૬૯) જુદી જુદી રકમોને કાઢી નાખવામાં આવી હતી.
આ વેરાઓમાં ઘણાક તો સ્વછંદીપણાથી નાખવામાં
આવેલા હતા જેવા કે લગન ઉપર કર, છીનાળા ઉપર કર
(આમચોરીનો) છોકરૂ જન્મે તેનો કર, છોકરાનું નામ પાડે
તેનો કર. અને તેનું માથું મૂડાવે તેનો કર, એક ગામ-
ડાના રહેનારાઓને કરે ભરવાનો હતો, કારણ કે એક પા
લીગરનો ઘોડો એક વખતે ખોવાયો હતો ત્યારે તે લોકોના
ખરડાઓ તે ઘોડો શોધી કાઢી આપવામાં નીષ્ફળ થયા હતા
અને નગર શેહેરમાં જો કોઈ માણસ એક ચોકસ જગા
પર થઈને પોતાના હાથ પોતાની બાજુએ સજ્જડ રાખ્યા
સિવાય જાય તો તેને પણ કર આપવો પડતો હતો. આ
સઘળા કરો રાજ્યની ઉપજના એક ભાગ તરીકે પેહેલાં
સરકારી દફતરમાં નોંધયલા હતા. અને તે સઘળા કર સ-
રમાર્ક કબોનના વખતમાં નીકળી ગયા હતા. અને તેની
સાથે જમીનની વસુલાત લેવાના કામમાં જે જે ગેરબ-
દોબસ્ત પેશી ગયો હતો તે સઘળો કાઢી નાખવામાં આ-
વ્યો. અનાજની કાપણીની મોસમ સાથે સંબંધ રાખીને
પાંચ હફતે થઈને ખેડુતે જમીનની સલામી ભરવી એ

થો બંદોબસ્ત કરીને વસુલાત લેવાની રીત જેમ બનેતેમ કરીને સેહેલી કરી નાખી હતી. "બતેઈ"ની રીત એટલે જમીનમાં જે કાંઈ ઉત્પંન થાય તે ચીજ વસુલાત તરીકે લેવાનો રીવાજ પેહેલાં હતોતેથી ખેડુતો પાસેથી બળાત્કારે ઘણું કાઢી ખાવામાં આવતું હતુ તે રીવાજ કાઢી નાખ્યો, અને જમીનનું મેહેસુલ ઘણી બાબતોમાં ઓછું કરી નાખવામાં આવ્યું.

ઇતિહાસ સબંધી ટુંકી હકીકત બંધ કરી હવે રાજ્યકીય કામકાજ વીશે ટુંકામાં કહેવું જરૂરનું માલમ પડેછે. રાજા સન ૧૮૬૮માં મરી ગયો ત્યાં સુધી તે મ્હેસુરમાં રહેતો. તેને રાજ્યકીય સત્તા તો કાંઇ નહોતી પરંતુ દેશની ઉપજનો પાચમો ભાગ તેની જાતના ખરચને માટે બાંધી આપ્યો હતો તેથી કરીને જે રાજને છાજતી પ્રૌઢતાને માટે તે ખાસ કરીને શોખી હતો તે તેનાથી ભોગવી શકાતી હતી. સને ૧૮૬૫ના જુન માસમાં તેના વંશમાંના એક આગેવાન કુળના છોકરાને તેણે દત્તક લીધો, અને દત્તક થઈ તેનું નામ ચામરાજેંદ્ર પાડયું. બ્રિટિશ સરકાર આ દત્તકને મંજુર રાખશે કે નહિ તે વાત કેટલાક વખત સુધી શક પડતી હતી. સન ૧૮૬૭ના અપ્રેલ માસમાં વિલાયતની સરકારે તે દત્તક મંજુર રાખવાનો ઠરાવ કીધો, તેથી કરીને રાજા ક્રીશ્નરાજના મરણ બાદ છ મહીને એટલે તા૦ ૨૩મી સપ્ટેંબર સને ૧૮૬૭ને રોજ તેના પછી થનાર **ચામરાજેંદ્ર વડીઆર** જે તે વખતે છસાત વરસની ઉમરનો હતો તેને મ્હેસુરમાં યોગ્ય રીતે રાજ્યા-

ભિષેક કરવામાં આવ્યો. ક્રીશ્નરાજ વડીઅરના મરણની પછી નીચે લખેલું ગવર્નર જનરલે બહાર પાડેલું જાહેર નામું આ સંક્ષિપ્ત ઇતિહાસ બંધ કરતા પેહેલાં લખવું જરૂરનું જણાય છે:—

"નામદાર રાઇટ ઑનરેબલ વાઇસરાય અને ગવર્નર જનરલ ઈન કાઉન્સીલ મ્હેસૂરના સરદારો અને લોકોને ખબર આપેછે કે મ્હેસૂરના રાજા બહાદુર મહારાજા ક્રીશ્ન રાજ વડીઅર, **નાઇટ, ગ્રાન્ડ કમાન્ડર ઑફ્ધીમોસ્ટ એગ્ઝોલ્ટેડ ઑરડર આફ્ધીસ્ટાર ઑફ્ ઇન્ડીઆ.** દેવલોક પામ્યા છે તે માઠા બનાવથી હીંદુસ્તાનની સરકાર જેની સાથે રાજા બહાદુર દોસ્તીના સંબંધથી પચાસ વરસ સુધી બત્યાં હતા, તે ઘણી દીલગીરછે.

'મહારાજા ચામરાજેંદ્ર વડીઅર બહાદુર જે હાલ સગીર ઉમરના છે અને જેને માજી મહારાજાએ દત્તક લીધાછે, તેમને મ્હેસૂરની ગાદીપર મહારાજા તરીકે કબુલ કરવામાં આવ્યાછે.

'મહારાજાની બાલ્યા વસ્થામાં મ્હેસુરના રાજ્યનો વહીવટ તેમને નામે બ્રિટિશ સરકાર ચલાવશે. અને તે રાજ્ય વહીવટ અદ્યાપિ સુધી જે ધોરણ અને નીયમ પ્રમાણે ચાલેલો છે તેજ ધારણ પ્રમાણે ચલાવવામાં આવશે.

"જ્યારે મહારાજા ૧૮ વર્ષની પાકી ઉમરના થશે. અને પોતાની જગ્યોનું કામ કરવાને યોગ્ય માલૂમ પડશે ત્યારે તેમને મ્હેસુરનું રાજ્ય સ્વતંત્ર રીતે સોંપવામાં આવશે"

ઉપર પ્રમાણે જાહેર કરેલી યોજના પાર પાડવા સારૂ

રાજાને એક બ્રિટિશ અમલદારના હવાલામાં સોંપવામાં આવ્યો. આ અમલદારે તેમને ઉંચા પ્રકારની કેળવણી આપી અને જ્યારે તે રાજ્ય કરવાને લાયક ઉમરના થયા ત્યારે તેમને મ્હેસુરનું રાજ્ય સ્વતંત્ર રીતે અંગ્રેજ સરકારે સોંપી દીધું. તેઓ ત્યારથી તે આજ દિન સુધીએ રાજ્ય ઉપર શાંતપણે અમલ કરેછે.

નામદાર મહારાણી વિકટોરીઆએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું, અને તે બાબત તા. ૧લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ના રોજ હિંદના પાય તખ્ત શહેર દિલ્હીમાં એ વખતના ગવર્નર જનરલ લૉર્ડ લીટને પાદશાહી દરબાર ભર્યો, તે વખતે મહારાજા ચામરાજેંદ્ર વડીઆર દિલ્હી પધાર્યા હતા. આ દરબારમાંથી તેમને એક પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો, જેને પછવાડેથી લશ્કરી દમામ સાથે તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો. ઈ. સ. ૧૮૮૭ના ફેબ્રુઆરી માસમાં મહારાણીને પુરાં ૫૦ વરસ રાજ્ય કરતાં થયાં તેની ખુશાલીમાં હિંદમાં "જ્યુબીલી" નામે જે મહોત્સવ થયો તેમાં આ મહારાજાએ અચ્છી તરેહથી ભાગ લીધો હતો. મહારાજા ચામરાજેંદ્ર વડીઆર બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામિત અને ૨૧ તોપફોડી માન આપવામાં આવેછે.



## ૭ ત્રાવણકોર.

આ રાજ્ય "ત્રાવણકોરનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્ય કર્તા જાતના નાયર અને તે "મહારાજા"ની

પદવિથી ઓળખાય છે. **સીમા**—એની ઉત્તરે કોચીન અને કોઈમ્બતુર જીલ્લો, પૂર્વે મદુરા ને ત્રિચીનાપલ્લી તથા દક્ષિણે અને પશ્ચિમે હિંદી મહાસાગર આવેલોછે.

આ રાજ્યનો **વિસ્તાર**—૬૭૫૩ ચોરસ માઇલ જમીનનો છે અને તેમાં **વસ્તી**—આશરે ૨૩૦૦૦૦૦ (ત્રેવીસલાખ) માણસની છે. **વારસિક પેદાશ**—સુમારે રૂ. ૫૩૦૦૦૦૦ (ત્રેપન લાખ)ને આશરે થાયછે. આ રાજ્ય ઇંગ્રેજ સરકારના આશ્રય નીચેછે.

**દેશનું સ્વરૂપ**—મૂલક ખુલ્લો અને સપાટ છે. પૂર્વ દિશા તરફનો ભાગ પહાડ આવવાથી ખરબચડો અને ટેકરા ટેકરીવાળો છે. **નદી**—જાણવા જોગ એક પણ મોટી નદી નથી. નાના નાના ઝરા અને નાળાં પુષ્કળ છે. **હવા**—આ રાજ્યના મૂલકની હવા ઘણું કરીને સરદીવાળી છે કેમકે એ દેશમાં બે મોસમનો વરસાદ થાયછે. નૈઋત્યકોણ તરફથી વરસાદ ઘણો થાયછે. અને ઇશાન કોણમાંથી ઓછો પડેછે. હવાનો ફેરફાર થોડો થાયછે. તાપ તેમજ ટાઢ સમ ધારણ પડેછે. **જમીન તથા નિપજ**—જમીન સાધારણ છે. નિપજમાં મુખ્યત્વે કરીને ચોખા પાકેછે. એ સિવાય મરી, સોપારી, નાળીએર, સાગુચોખા, વિગરે વસ્તુઓ નિપજે છે. **જનાવર**—વગડામાં હાથી, વાઘ, ચિત્રા, વરૂ, હરણ વિગરે અનેક જાતનાં જંગલી જનાવર હોયછે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્ય કરીને હિંદુ, ખ્રિસ્તી, મુસલમાન તથા ઇસ્રાયલની છે. ઘણું કરીને કાન્ડીને મળતી બોલી આ દેશમાં બોલાયછે. **મુખ્ય શેહેર. ત્રિવંદ્રં** એ આ રાજ્યની

રાજધાનીનું કિલ્લાવાળું શેહેર છે. સિવાય **કયન કલમ, અલપલ્લી, અંજ, તેગ, પરકાદ, એખિકટ,** વિગરે પ્રસિદ્ધ શેહેરછે. **દત્તકની સનંદ.**—આ રાજ્યને માટે જો પછાડી કુંવર વારસ ન હોય તો વગર નજરાણો આપે દત્તક લેવાની સનંદ બ્રિટિશ સરકાર તરફથી મળીછે. વળી એક **પાદશાહી વાવટો** પણ નામદાર કૈસરેહિંદ તરફથી સને ૧૮૭૭માં મળ્યોછે. **યુદ્ધ સામગ્રી**—રાજ્યના લશ્કરમાં ૧૨૧૧ પેદલ, ૬૦ સ્વાર અને ૬ તોપ રાખવાની સત્તાછે.

**ઇતિહાસ**—રાજ્ય કર્તા નાયર જાતના છે. એ રાજ્યનો પુરાતન ઇતિહાસ જાણવામાં આવેલો નથી. જે કાયદાનું પુસ્તક ૧૮૧૧ સુધી ચાલ્યું. તે ૧૪૯૬ની સાલનું હતું. મુળથી ચાલતો આવેલો એવો ધારો છે કે રાજ ઘણુંકરીને સ્ત્રીને મળે છે. આ પ્રમાણે જો એક રાજાને બે છોકરા ને એક છોડી હોય તો તેની પછી તેની છોડીનો છોકરો વારસ થાયછે. ચાલતી આવેલી દંતકથા મુજબ સને ૧૭૪૦ ની સાલ સુધી રાણીઓ અમલ ચલાવતી. તે સાલમાં તે રાણીને પોતા તરફથી અને પોતાની પછી થનારી રાણીઓના તરફથી રાજાને ગાદી સોંપી દેવાને માટે સમજાવી આમ થવાનું કારણ નીચે મુજબ હતું. ૧૭૪૦ની સાલ પેહેલાં દેશમાં નાના નાના સરદારો ઘણા હતા, જે સઘળા સ્વતંત્ર થઈ જવાને દાવો રાખતા હતા. અને તે સઘળાને એક ધણીની તાબેદારીમાં જેર કરવાને મજબુત માણસની જરૂર હતી.

૧૭૪૦ની સાલમાં **મસ્તંદ વરમા** નામનો આવો પુરૂષ પેદા થયો. જેને રાજ્યકર્તા રાણીએ રાજ્યપરનો પોતાનો સઘળો હક આપી દીધો. તે દિવસથી તે ૧૭૫૮ની સાલ સુધીમાં રાજા મસ્તંદે હલકા સરદારોમાંના ઘણાને વશ કીધા આ કામ તેણે ડી. લેનોસ નામના એક ફલેમીશ અમલદારના હાથ નીચે યૂરોપની રીત મુજબ કવાયદ પામેલા લશ્કરની મદદથી પાર પાડ્યું. રાજા મસ્તંદ ૧૭૫૮માં મરી ગયો. તેની પછી થનારા વંજી બોલા પીરૂમલે ડી. લેનોને પોતાની નોકરીમાં ચાલુ રાખીને રાજા મસ્તંદે આરંભેલું કામ સઘળા બાકીના સરદારોને તાબે કરીને પુરૂ કર્યું.

કમનશીબે આ રાજાને ટીપુ સાથે પ્રસંગ પડ્યો. ૧૭૮૮ની સાલમાં માહી ઉપર હુમલો કરવાને જે બ્રિટિશ લશ્કર મોકલવામાં આવ્યું હતું. તે લશ્કરને પોતાના રાજ્યમાં થઇને મફત જવા દીધું. માટે ટીપુ અને તેના બાપ હૈદરઅલીને આ રાજા ઉપર ગુસ્સે થવાનું કારણ મળી આવ્યું. વળી ફરીને સને ૧૭૮૩ની સાલમાં દક્ષીણ હિંદુસ્તાનના સઘળા દેશી રાજાઓમાં તેણે એકલાએજ મ્હેસુરનું રાજ્ય છીનવી લેનાર ટીપુની માગણી ના કબુલ કરી અને હું બ્રિટિશ સરકારનો દોસ્તછું એવું હીમ્મતથી જાહેર કર્યું. ત્યારે પણ ટીપુને ગુસ્સે થવાનું કારણ મળી આવ્યું. ૧૭૮૩ના નવેમ્બર માસમાં કર્નલ મેલીએકે પનીઆની આગળ જીત મેળવી ત્યારે આ રાજાનું લશ્કર ઇંગ્રેજોના લશ્કરમાં હતું તે આવી રીતે ઉત્કંઠાથી ઇંગ્રેજોની

મદદમાં રહ્યો અને તેમનો મળતીઓ રાજા ગણાયો તેથી કરીને બ્રિટિશ સરકારે સને ૧૭૮૪ની સાલમાં ટીપુ સાથે સંધી કરી. તે સંધીમાં તેનું નામ મળતીઆ રાજા તરીકે દાખલ કર્યું.

પછીથી જ્યારે ટીપુએ મલબાર અને કાનડા સંપૂર્ણ રીતે તાબે કીધાં ત્યારે ત્રાવણકોરનું સ્વતંત્ર રાજ્ય ટીપુએ જીતેલાં રાજ્યોથી વેગળું રહ્યું. ૧૭૮૪ની સંધીનો અંતરાય વચ્ચે આવ્યો ન હોત તો આ રાજ્યને તે ગળી જાત. તો પણ ટીપુએ ત્રાવણકોરનો રાજા જે અલગનો અલગ રહેતો હતો તે કામમાં તેને ખલેલ કરવાને ટીપુએ એક લાગ ખાલી જવા દીધો નહોતો. અને તેની હદ ને સીમા થઇને પોતાનું લસ્કર લઈ જઈ તેને અચ્છી તરેહથી ધાસ્તીમાં નાંખવામાં ફતેહ પામ્યો. ધાસ્તી લાગી કે તરતજ ૧૭૮૮ના જુન મહીનામાં તે રાજાએ મદ્રાસ સરકારને અરજ કરી કે પાયદળની છ પલટણોને કવાયત કરાવવા માટે ચાર અમલદાર અને બાર સારજંટને મોકલી દો. તેની અરજના જવાબમાં અગષ્ટસને ૧૭૮૮માં તેને ખબર આપી કે જે લસ્કર અમારો પગાર ખરેખર ખાયછે તે લસ્કર સીવાયના બીજા લસ્કરનું ઉપરીપણું લેવાને અમલદારો આપવા એવી મદ્રાસ સરકારની રીત નથી પણ જો રાજા કંઈ યુક્તિ સુચવે તો તેની અરજ ધ્યાનમાં લઇ કંપનીના લસ્કરમાંથી એક બે કે ત્રણ પલટણોને ત્રાવણકોરના દુશ્મનના એકાએક હુમલામાંથી ત્રાવણકોરના મુ-

લકનું રક્ષણ કરવાને કામે લગાડી શકાય. આ પત્ર વ્યવહાર ચાલ્યો તેમાં રાજાએ બે મદદગાર લશ્કરની બે પલટણો રાખવાને કબુલ કીધું. તે પલટણોમાંથી દરેકનો સલાહની વખતે એક મહીનાનો ખરચ ૧૭૫૫ પગોડા એટલે આશરે ૭૦૦૦ રૂપીઆ રોકડા અથવા તે નહીં તો તેટલી કીંમતનાં મરી મુકરર કરવામાં આવ્યાં હતાં.

આ લશ્કરે આવીને વીપતના ટાપુમાં મુકામ કર્યો નહીં એટલામાં તો ટીપુને રાજાએ માઠું લગાડ્યાનું કારણ મળી આવ્યું તે એ કે રાજાએ ડચ લોકો પાસેથી ક્રંગનુર ગામ વેચાતું લીધું. તે ગામ મારા ખંડીઆ કોચીનના રાજાના રાજ્યનું છે. એવું કહી ટીપુ દાવો રાખતો હતો. રાજા અને બ્રિટિશ સરકાર વચ્ચે એવો એક સંપ હતો કે દુશ્મન સામે લડવામાં એક બીજાને મદદ કરવી તે વાતના દરકાર રાખ્યા સિવાય ટીપુએ તા. ૨૯ ડીસેમ્બર સને ૧૭૮૯ને રોજ સવારના પોહોરમાં ત્રાવણકોરના સીમા ઉપર ચડાઇ કીધી તેમ છતાં તેની સામે થઈ તેને હઠાવી દીધો અને તેના લશ્કરનો ઘાણ વાળ્યો તેમાં તે એકલોજ બચી ગયો. તેની પાલખી, તેની છાપ મોહોર, અંગુઠીઓ અને તેનાં સઘળાં ઘરેણાં દુશ્મનને હાથ આવ્યાં પણ આનું વેર લેવાનો તેણે ઠરાવ કર્યો. પોતાનો ખરો ઈરાદો બ્રિટિશ લોકના જાણ્યામાં ન આવે એમ યત્ન કરીને તેણે નવી ચડાઇ માટે ખરા દીલથી તઇઆરી કરવા માંડી. આ હુમલો તેણે આવતા મે માસની ૭મી તારીખે કર્યો. અને તેમાં તે સંપુર્ણ રીતે જય પામ્યો.

ફતેહમંદ લશ્કરે દેશને ઉજાજડ કર્યો. અને હમેશને માટે તે કબજે કરી લીધો હોત પણ બ્રિટિશ લોકના મળતીયા રાજા ઉપર ટીપુએ ચડાઇ કરી તેને માટે બ્રિટિશ લોકો એ ટીપુ સામે લડાઈ જાહેર કરી તેથી પોતાનો બચાવ કરવાને ટીપુને પોતાના દેશમાં પાછા જવું પડયું. નહિતો તે ત્રાવણકોરને કબજે કરી લેત.

આવતી લડાઈમાં ટીપુએ પોતાનું અર્ધું રાજ્ય ખોયું અને ત્રાવણકોરના રાજા પાસેથી જે મુલક લઈ લેવામાં આવ્યો હતો તે તેને પાછો આપવો પડ્યો.

બીજે વર્ષે એટલે ૧૭૯૩ના જાનેવારી માસમાં રાજાએ બ્રિટિશ સરકાર સાથે વેપાર સંબંધી કોલકરાર કર્યા. જેમાં તે પોતે બંધાયો કે હું મુંબાઈ સરકારને મરીનો મોટો જથો પુરો પાડીશ ને તેના બદલામાં હથીઆર અને બીજો સામાન લઇશ. તેજ સાલમાં વળી તેણે મદદગાર લશ્કરની ત્રણ પલટણો, યૂરોપીઅન તોપખાનું, અને કેટલુંક લશ્કર પોતાના દેશમાં રાખવાને માટે અથવા પોતાના દેશની હદ ઉપર રાખવાને માટે અથવા તો બ્રિટિશ રાજ્યના કોઈ બીજા ભાગમાં જ્યાં રાજાની મરજીમાં આવે ત્યાં આગળ રાખવાને દરખાસ્ત કીધી. ૧૭૯૫ના નવેમ્બર માસમાં એક સંધી થઈ તેમાં આ દરખાસ્ત અમલમાં લાવવામાં આવી.

રાજા—વંજી બોલા પીરૂમલ ૧૭૯૮ની સાલમાં મરણ પામ્યો. અને તેની પછી **રાજારામા વરમા** પીરૂમલ થયો. આ રાજા ગાદીપર આવ્યો એટલામાં એક એવો બનાવ

બન્યો કે જેથી બ્રિટિશ સરકાર તરફનો તેનો પ્યાર ઘણો ઓછો થઈ ગયો. ટીપુ સુલતાનની સામેની લડાઇમાં બ્રિટિશ સરકારની સાથે મદદમાં ત્રાવણકોર સામેલ હતું. તે લડાઈ સન ૧૭૯૯માં ટીપુના મોતથી બંધ પડી. પણ તેઓના સામાન્ય દુશ્મનનું મરણ ત્રાવણકોરના સ્વતંત્રપણાને પણ પ્રાણઘાતક નીવડ્યું. તે બનાવ બન્યા પછી થોડી મુદતે એટલે ૧૮૦૫ના જાનેવારી માસમાં રાજાની પાસે માગણું કરવામાં આવ્યું કે જે રકમ આગળથી મુકરર કરેલી છે. તે રકમમાં દર વર્ષે તમારે થોડીક રકમ વધારે આપવી. કારણ કે તમારે શીર લશ્કર પુરૂ પાડવાનું હતું તેમાંથી તમે હવે મુક્ત થયાછો માટે એક વધારે પલટણનું ખરચ તમારે આપવું. વળી કેટલાંક કારણને લીધે સરકારી કામ કાજનાં સઘળાં ખાતાનો વહીવટ નીયમસર કરવાની અને બ્રિટિશ સરકારના અમલદારોના વહીવટમાં તેમને આણી મુકવાની સત્તા બ્રિટિશ સરકારને છે. એમ વગર તકરારે કબુલ કરવાની રાજાને ફરજ પાડવામાં આવી. આથી ઇંગ્રેજ સરકારે રાજાને એવી બાંહ્યધરી કરી આપવાને કહ્યું કે તમારા રાજ્યની ઉપજ દર વર્ષે ૨૨૦૦૦૦ કરતાં ઓછી થશે નહીં. વળી રાજા બંધાયો કે હું બ્રિટિશ સરકારની સલાહ પ્રમાણે ચાલીશ અને કોઈ બીજા રાજ્ય સાથે વ્યવહાર રાખીશ નહીં. અને બ્રિટિશ સરકારની પ્રજા સિવાય મારી નોકરીમાં અગર મારા રાજ્યમાં પરદેશી યુરોપીઅનને દાખલ કરીશ નહીં. ખરૂં પુછાવો તો આ સંધીથી ત્રાવણકોરનું રાજ્ય તા-

બેદાર અને રક્ષણ હેઠળની રાજ્યની સ્થીતીમાં આવ્યું.

આ સ્થીતિ એવી હતી કે ત્રાવણકારના એક મોટા પક્ષને તે બીલકુલ ગમી નહીં. દેશમાં ઠેર ઠેર અસંતોષ પેદા થયો. અને તે ધીમે ધીમે સઘળે પ્રસર્યો. નાખુશ થએલા લોકોનો આગેવાન દીવાન હતો તેની સત્તા આ પ્રમાણે લેઈ લેવામાં આવવાથી તે શાન્ત રીતે બેશી રહ્યો નહીં. જો કે ધાંધળ કરવાથી તેનું કાંઈ વળવાનું નહોતું. ૩૦૦૦૦ બળવાખોરોએ એકઠા થઇને મદદગાર લશ્કરને ઘેરી લીધું. માહા મેહેનતે તેઓએ જીત મેળવી હોત પણ જીતને માટે જોઇતી મદદની જરૂર હતી. કેટલાક ઝગડા થયા પણ આખરે બળવો શમી ગયો. પછીથી રાજાએ જાણ્યું કે હું રાજ કરવાને ના લાયક છું. અને મારી પાસે કોઈ ભરૂસાદાર માણસ નથી તેથી કરીને બ્રિટિશ રેસીડેન્ટને દેશના કામકાજનો વહીવટ સોંપી દેવાને તેણે ધાર્યું. આ સંકટના સમયમાં તે મરી ગયો. અને તેની પછી લક્ષ્મી રાણી જ્યાં સુધી તેણીને પુત્ર પ્રસવ થાય ત્યાં સુધી ગાદીએ બેઠી. તે ગાદીએ બેઠી કે રેસીડેન્ટે વહીવટ પોતાના હાથમાં લીધો. અહીંયાં કબુલ કરવું જોઇએ કે આ ફેરફાર દેશને ફાયદાકારક હતો. સને ૧૮૯૬ની સાલનો જુનો કાયદા સંગ્રહ જેમાં હલકા ગુનાને માટે ભારે સજા હતી. અને ભારે ગુનાને માટે હલકી સજા હતી. તે કાયદા સંગ્રહ રદ કર્યો. અને પાકાં ધોરણને અનુસરીને નવો દાખલ કર્યો. વસુલાત અને મેહેસુલ ખાતાઓમાં ઉપયોગી સુધારા પણ કરવામાં આવ્યા.

તા. ૧૮મી અપ્રેલ સને ૧૮૧૩ને રોજ લક્ષ્મી રાણીને છોકરાનો પ્રસવ થયો તે છોકરા તરફથી તે રાજ પ્રતીનીધી તરીકે ચાલુ રહી. પણ બીજે વર્ષે એ રાણી મરી ગઈ. પછીથી રાજ પ્રતીનીધીનો હોદ્દો તેણીની બેનને મળ્યો. સને ૧૮૧૪ની સાલની આખરે રેસીડેન્ટે તેણીને રાજ્ય કારભાર સોંપી દીધો. રેસીડેન્ટની સલાહની મદદથી આ બાઇએ પોતાનું કામ ઘણી હુશીઆરી અને ફતેહથી પાર પાડ્યું. ૧૮૨૯માં જુવાન રાજા ૧૬ વર્ષની પાકી ઉમ્મરનો થવાથી તેને રીતસર રાજપદ મળ્યુ. ત્રણ વર્ષ પછી સરકારનો હુકમ બરાબર સ્થાપીત થયોછે. એમ ગણીને મદદગાર લશ્કર પાછું બોલાવી લેવામાં આવ્યું.

રાજા ૧૮૪૬માં મરી ગયો. તેની પછી તેનો ભાઈ મસ્તન રાજ બેઠો. તેના ૧૪ વર્ષના રાજ્યમાં કંઇ જાણવા જોગ બનાવ બન્યો નથી. તે ૧૮૬૦માં મરી ગયો ત્યારે એ ગાદીએ તેનો ભત્રીજો રામાવરમા બેઠો. જે ત્રાવણકોરનો હાલનો મહારાજા છે.

નામદાર મહારાણી વિકટોરીઆએ કૈસરેહિંદનું પદ ધારણ કર્યુ અને તે બાબત હિંદના પાયતખ્ત શેહેર દિલ્હીમાં લોર્ડલીટને તા. ૧લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ના રોજ પાદશાહી દરબાર ભર્યો તેમાં મહારાજા રામાવર્મા દિલ્હી પધાર્યા હતા. એ દરબાર વખતે તેમના રાજ્યને એક પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો, જેને લશ્કરી દબદબા સહીત તેમના રાજ્યમાં પહોંચાડવામાં આવ્યો. ઈ.

સ. ૧૮૮૭ના "જ્યુબીલી" પ્રસંગે પણ આ મહારાજાએ સારો ભાગ લીધો હતો. તેઓ બ્રીટિશ છાવણીમાં જાય તે વખત તેમને લસ્કરી સલામતિ અને ૧૯ તોપ ફોડી માન આપવામાં આવેછે.

## કોચીન.

આ સંસ્થાન હિંદુસ્તાનના દક્ષિણ છેડે આવેલું છે. તેના તાબામાં આશરે ૧૩૬૧ ચોરસમૈલ જમીન છે અને તેમાં વસ્તી.—સુમારે ૬૦૦૦૦૦ (છ લાખ) માણસની છે.

વારશિક પેદાશ—રૂ ૧૩૧૦૦૦૦ (તેરલાખ દસ હજાર) ને આશરે થાય છે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણ હેઠળ ખંડીયું છે. ખંડણી બ્રિટિશ સરકારને તે દર વરસે રૂ ૨૦૦૦૦૦ (બે લાખ) આપેછે.

ઇતિહાસ.—રાજ્યકર્તા છેટીઅર જાતના છે. એ રાજ્યનો પ્રાચીન ઇતિહાસ જો કે માલુમ પડયો નથી. તો પણ આ રાજાઓ પેહેલાંના વખતમાં પોરતુગીઝ લોકો સાથે ઘસડાયા હતા તે બતાવી આપવાને મજબુત દાખલો છે. પોર્તુગીઝ લોકોએ કોચીનમાં કીલ્લો બાંધ્યો હતો ૧૬૬૨ ની સાલમાં તે ગામ અને કીલ્લો વલંદા લોકોએ હલ્લો કરી લીધાં અને વલંદા લોકોના વહીવટમાં કોચીન ગામ આબાદ થયું. દેશનો બાકીનો ભાગ જીતવાને વલંદા લોકોએ કાંઈ યત્ન કર્યો નહીં પણ ત્યાં રાજાને રાજ કરવા દીધું. અહીયાં સન ૧૭૫૯ ની સાલમાં મલબારના રાજા ઝામોરીને તે રાજા ઉપર હુમલો કીધો.

પણ ત્રાવણકોરના રાજાએ ઉલટો ઝામોરીને કાઢી મુકયો. આ મદદના બદલામાં કોચીનના રાજાએ ત્રાવણકોરના રાજાને પોતાના મૂલકનો કેટલોક ભાગ આપ્યો.

સને ૧૭૭૬ ની સાલ સુધી કોચીન સ્વતંત્ર રહ્યું. એ વરસમાં હૈદરઅલીએ તે મૂલક જીતી લીધો. રાજા પાસેથી ખંડણી લઈને હૈદર સંતોષ પામી બેશી રહ્યો. ૧૭૯૦ની સાલમાં લડાઈ સળગી ત્યાં સુધી તે રાજા હૈદર અને તેના છોકરા ટીપુથી સ્વતંત્ર રહ્યો.

આવતે વર્ષે તે રાજા જેનું નામ રાજા વેરૂલમ તંબુરન હતું તે બ્રિટિશ લોકોની સહાયથી મ્હેસુરની ધુંસરીમાંથી નીકળી ગયો. તે હૈદરઅલી અને ટીપુનો દર વરસે ૧૦૦૦૦૦ ખંડણી આપતો હતો તેટલીજ રકમ માત્ર ઈંગ્રેજોને આપવાની કબુલ કરીને તે ટીપુના એક સંપમાં-થી નીકળીને ઈંગ્રેજના એક સંપમાં ગયો.

એ દરમીયાન કોચીન ગામ ડચ લોકોના કબજામાં ચાલતું હતું. પરંતુ હોલાંડ સાથે વિગ્રહ થયાથી બ્રિટિશ લોકોએ તે લઇ લીધું. પણ જે જે જગો ઉપર અદ્યાપિ સુધી ડચ લોકોનો કાયદો ચાલતો હતો. તે કાયદો જારી રાખ્યો જ્યાં સુધી હૈદરનો વંશ મ્હેસુરમાં રાજ કરતો હતો ત્યાં સુધી રાજાની સત્તા જાળવી રાખવાને તેને ઈંગ્રેજી રક્ષણ જરૂરનું માલમ પડયું. અને પોતાના સઘળા જો-સ્સાથી તે બ્રિટિશ લોકોને વળગી રહ્યો પણ ૧૭૯૯ ની સાલમાં ટીપુ પડ્યો. ત્યારે તેના મનમાંથી ધાસ્તી જતી રહી. ત્યારથી તેણે જાણ્યું કે બ્રિટિશ લોકોનું દબાણ હવે

મારા ઉપર અઘટીત છે. ૧૮૦૯ ની સાલમાં તેના આ વિચાર ખુલ્લા પડ્યા. તેના દીવાને ત્રાવણકોરના દીવાન સાથે પત્રવ્યવહાર ચલાવીને પેહેલાં બ્રિટિશ રેસીડેન્ટને મારી નાંખવાને કોશીશ કરી તેમાં તે નીષ્ફળ થયો તેથી એકાએક લશ્કર ઉભું કરી બ્રિટિશ લોકો ઉપર હલ્લો કર્યો. થોડી મેહેનતમાં તે બળવો સમાવી દેવામાં આવ્યો, અને રાજા સાથે નવી સંધી કરી. જેમાં રાજાને દેશી પાયદળની એક મદદગાર પલટણ રાખવાને ફરજ પડી. આ ફોજનો પગાર આપવાને માટે તેની પાસેથી પેહેલાં જે એક લાખ રૂપીયા ખંડણી લેવામાં આવતી હતી તે વધારીને ૨૭૯૦૩૭ રૂપીઆ ઠરાવી અને તે છ હપતે થઈને દરેક વર્ષે પુરી કરવી એમ ઠર્યું. વળી યૂરોપીઅન લોકોને અથવા પરદેશી લોકોને બ્રિટિશ સરકારની મંજુરી સિવાય પોતાની નોકરીમાં દાખલ કરવાની મના કરવામાં આવી. બ્રિટિશ સરકારે જરૂરને પ્રસંગે રાજ્યનો વહીવટ પોતાને હસ્તક લેવાને અને રાજાને ખર્ચને માટે યોગ્ય બંદોબસ્ત કરી આપવાને પોતાનો હક છે એવો ખુલાસો રાખ્યો.

મદદમાં લશ્કર લેવાને માટે બ્રિટિશ સરકારને આપવાની રકમમાં વધારો કરવામાં આવ્યો. તે વધારેલી રકમ ઉપજના અડધ ભાગ કરતાં વધારે હતી. ઉપજ ફક્ત તે વખતે ૪૮૦૦૦૦ રૂપીઆની હતી. આથી કોચીનમાં ઘણો ગભરાટ ઉઠયો તે એટલે સુધી વધી પડ્યો કે બ્રિટિશ રેસીડેન્ટને દીવાન તરીકે કામ કરવાની ફરજ પડી. પણ

સમતોલપણું રાખવામાં તે કામની ખરોબર નહોતો તેનું પેહેલું કામ બે લાખ ચાળીશ હજારની રકમ ઓછી કરી નાંખવાનું અથવા અડસટો કાડેલી ઉપજનો અરધો ભાગ કઢાવવાનું હતું પાછળથી તે રકમ ઘટાડીને બે લાખ રૂપીઆની કરવામા આવી તે હાલ પણ એટલીજ છે. વળી રેસીડન્ટે રેવન્યુ ખાતામાં ખેતીવાડીના ખાતામાં અને વેપારના ખાતામાં સુધારા દાખલ કર્યા. જેથી સારાં પરીણામ નીપજ્યાં. હાલ તેર લાખ કરતાં વધારે રૂપીઆની ઉપજ છે.

૧૮૧૪ ની સાલમાં ડચ લોકોએ આખરે કોચીન ગામનો પોતાનો હક બ્રિટિશ લોકોને સોંપી દીધો. ડચ લોકોએ ૧૫૦ વરસ સુધી તે ગામ પોતાના કબજામાં રાખ્યું તેથી તે ગામના વતનીઓનો ઘણો ભાગ તે પ્રજાના વંશજ છે.

૧૮૩૯ ની સાલમાં રાજ્યકર્તા રાજાની ખરાબ ચાલને લીધે ફરીથી રાજ્યકારભાર રેસીડન્ટને હાથમાં લેવાને જરૂર પડી. અને પરીણામ ઘણું સંતોષકારક આવ્યું. હાલનો રાજા રવીવરમા જે ૧૮૫૩ માં ગાદીએ બેઠો. તેના વખતમાં દેશની આબાદી વધતી જાયછે પુલ, નેહેરો, સડકો અને લોકોના ઉપયોગનાં બીજાં કામો કરીને દેશમાં ઘણો સુધારો કર્યો છે. તેમ છતાં ઉપજમાંથી વધે છે. વગર જરૂરની સઘળી જકાતો કાઢી નાંખીને અને હિંદુસ્તાનમાં જેવી સ્થીતીમાં બ્રીટીશ બંદરો છે. તેવીજ સ્થીતીમાં ઘણું કરીને કોચીન બંદરને બનાવીને વેપાર ઘણો

સરળ કરી નાંખ્યો છે. ત્રાવણકોરના રાજ્યની માફક કો-ચીનમાં પણ કુટુંબની સ્ત્રીઓની શાખાને વારસો મળેછે.

નામદાર મહારાણી વિક્ટોરીઆએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું. અને તે બાબત તા. ૧ લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ ના રોજ હિંદની પ્રાચીન રાજધાનીના પાય-તખ્ત શેહેર દિલ્હીમાં લાર્ડ લીટને પાદશાહી દરબાર ભર્યો, તે દરબારમાંથી આ રાજ્યને એક પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો, જેને પછવાડેથી તેમના રાજ્યમાં લશ્કરી દમામ સહીત પહોંચાડવામાં આવ્યો. ઈ. સ. ૧૮૮૭ ની "જ્યુબીલી" પ્રસંગે પણ આ મહારાજાએ સારો ભાગ લીધો હતો. મહારાજા બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતી અને ૧૭ તોપ ફોડી માન આપવામાં આવેછે.

## પુદુકોટા.

આ સંસ્થાન હિંદુસ્તાનની દક્ષિણે પશ્ચિમ કાંઠા ઉપર આવેલું છે તેના તાબામાં સુમારે ૧૩૮૦ ચોરસ મૈલ જ-મીન છે અને તેમાં વસ્તી આશરે ૩૧૬૬૯૫ (ત્રણ લાખ સોળ હજાર છસેં પંચાણું) માણુસની છે. **વારસિક પેદાશ**—રૂ૫૦૦૦૦૦ (પાંચ લાખ) ને આશરે થાયછે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણ હેઠળ છે.

**ઇતિહાસ**—રાજ્યકર્તા ટોન્ડીમન જાતના છે. બ્રિટિશ લોકો સાથે તેનો સંબંધ જુદીજ જાતનો છે. તેમની સાથે તેને એક પણ કોલકરાર થયો નથી. તે બ્રિટિશ

લોકોને ખંડણી આપતો નથી. અને તેની ઇનસાફની અદાલતો ઉપર કોઈ દેખરેખ રાખતું નથી. તોપણ તે બ્રિટિશ લોકોના પટાવત રાજા તરીકે છે. બ્રિટિશ સરકાર તેના નોકરની ફરીયાદો સંઘરેછે અને પોલીટીકલ એજંટ પાસે ચુકાદા થવા મોકલેછે. તે પોલીટીકલ એજંટ વળી સઘળી બાબતોમાં રાજા સાથે સમજુત કરવાને અને તેને સલાહ આપવાને પણ મુખ્યત્વે કરીને તેના ખર્ચ વિષે સલાહ આપવાને અને સમજુત કરવાને હકદાર છે. તેની પ્રજા પણ જો બ્રિટિશ મુલકમાં ગુન્હો કરે તો તે ગુન્હા માટે બ્રિટિશ કોર્ટોમાં જવાબદાર છે.

ટાંડીમન રાજાઓ દક્ષિણ હીંદુસ્તાનમાં બ્રિટિશ લોકોના સૌથી જુના અને ખરેખરા મળતીઆ રાજાછે. તેઓએ જ્યારે ઇંગ્રેજ લોકો ફ્રેન્ચ લોકોની સાથે પોતાના આધીપત્યપણાને માટે લડતા હતા અને તેમાં મુખ્યત્વે કરીને ત્રીચીનાપલ્લીની પડોશમાંના ધમાચકડીના બનાવ વખતે તેમણે બ્રિટિશ સરકારને વાસ્તવીક રીતે મદદ કરી હતી અને ત્યારપછી મ્હૈસુરના મુસલમાન વંશના રાજાની સામેના વિગ્રહમાં બ્રિટિશ લોકોને મદદ કરી હતી.

આગળની બ્રિટિશ સરકાર આ નોકરીનો બરાબર બદલો આપવામાં પાછી હઠી નહોતી. હાલ એ રાજ્ય ઉપર **રામચંદ્ર તોંડીમાન** નામે રાજા રાજ્ય કરેછે તેમની ઉમર ૫૯ વરસની છે. તેઓ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લસ્કરી સલામતી અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આપેછે.

# કોલ્હાપુર.

આ રાજ્ય "કોલ્હાપુરનું રાજ્ય" એ નામે ઓળખાય છે. તેના રાજ્યકર્ત્તા મરેઠા અને તે "મહારાજા" ની પદવિથી ઓળખાયછે. **સીમા**—એની ઉત્તરે તથા ઇશાનકોણમાં સતારા જીલ્લો; પૂર્વે નર્મદા, દક્ષણે બેલગામ જીલ્લો; અને પશ્ચિમે રત્નાગીરિ જીલ્લો આવેલોછે.

આ રાજ્યનો **વિસ્તાર**—૨૮૧૬ચોરસ મેલ જમીનનો છે અને તેમાં **વસ્તી**—આશરે ૮૦૦૦૦૦ (આઠલાખ) માણસનીછે. **વારસિક પેદાશ**—રૂ ૩૨૦૦૦૦૦ (બત્રીસલાખ)ની થાયછે. આ રાજ્ય અંગ્રેજસરકારના રક્ષણ હેઠળછે.

**દેશનુંસ્વરૂપ**—મુલક સાધારણછે. કેટલેક ઠેકાણે ડુંગરવાળો અને કેટલેક ઠેકાણે સાધારણછે. **મુખ્યનદીઓ**—કૃષ્ણા તથા વારણાછે. સિવાય નાનાં નાળાં અને ઝરા પુષ્કળ છે. **હવા**—સમધારણછે. વરસાદ નૈઋત્યકોણમાંથી પુષ્કળ વરસેછે. **જમીન તથા નીપજ**—આ રાજ્યની જમીન પાકવાળીછે તેમાં મુખ્યત્વે કરીને ડાંગર, જાર, બાજરી, કઠોળ વિગેરે પાકેછે. નાળિએર ઘણાં નિપજેછે અને તે પરદેશખાતે જાયછે. **જનાવર**—ડુંગરોની અંદર વાઘ, વરૂ, ચિત્રા, હરણ, અને સાબર વિગેરે અનેક જાતનાં જંગલી જનાવરો હોય છે. ગાયો, ભેંસો અને બળદ સારાં થાયછે. **લોક તથા ભાષા**—વસ્તી મુખ્ય કરીને મરેઠાનીછે. સિવાય પરશુરણ જાતના લોક પણ વસેછે. આ દેશમાં મરેઠી બોલી બોલાયછે. **મુખ્ય શેહેરો**—**કોલ્હાપુર**—એ આ

દેશની રાજ્યધાનીનું કિલ્લાવાળું શેહેરછે. મહારાજાને રહે-વાના મહેલ સુંદર અને ભભકાબંધ બાંધણીનાછે. સિવાય **મલ્લકાપુર, પનાલા, આલતે, શેરૂલ, બાવડાં, કાગલ, ભુ-દરગડ, ગડહીંગલાજ, ઇજલકરંજી,** અને તારિગલ એ પ્રસિદ્ધ ગામછે. **દત્તકની સનંદ**—આ રાજ્યને માટે જો પ-છાડી કુંવર વારસ ન હોયતો વગર નજરાણે આપે દત્તક લેવાની સનંદ નામદાર બ્રિટીશ સરકાર તરફથી મળીછે. વળી **પાદશાહી વાવટો**—પણ સને ૧૮૭૭ માં મળ્યોછે. **યુદ્ધસામગ્રી**—આ રાજ્યની લસ્કરી પદ્ધતિ ઇંગ્લાંડમાં જુના વખતમાં ચાલતા ફ્યુડલ ધારાને લગતી છે. રાજ્યના લશ્કરમાં ૧૫૦૨ પેદળ, ૧૫૪ સ્વાર, અને ૨૫૮ તોપ રાખવાની સત્તાછે.

**ઇતિહાસ**—કોલ્હાપુરના રાજ્યકર્ત્તા એ જાતના મરેઠાછે અને તે પ્રખ્યાત મરેઠી રાજા શિવાજીના વંશનાછે. ઉદેપુરના રાજકુટુંબની જે શાખા ડુંગરપુરમાં રાજ કરતી હતી તેના વંશમાંથી શિવાજી ઉત્પંન થયોછે એમ મરેઠા લોકો દંતકથામાં કહેછે. તે કુટુંબના ૧૩ મા રાજ્ય કરતાના છોકરામાંનો એક, જેને વારસો નહીં મળ્યો તે પોતાના બાપનું ઘર છોડી વીજાપુરમાં આવી તે જગોના રાજાની નોકરીમાં દાખલ થયો; અને તેની સેવાચાકરીના બદ-લામાં તેને ૮૪ ગામડાનું મોધલ નામે પરગણું, તથા ત્યાંના રાજાનો કિતાબ મળ્યાં. આ પુરૂષ જેનું નામ સુ-

જનસી હતું તેને ચાર દીકરા હતા, જેમાં સૌથી નાનો સુગજી હતો. આ સુગજીના વંશમાં શિવાજી થયો. સુગજીને એક છોકરો ભોંસાજી હતો. તે ભોંસાજીને ૧૦ છોકરા હતા, તેમાં સૌથી મોટો શાહજી હતો; તે શીવાજીનો બાપ થાય. દસમો જે બનવતમાં રહેતો હતો તે કોલ્હાપુરના રાજાઓનો પૂર્વજ હતો.

આ જગોપર શિવાજીનો ઇતિહાસ વર્ણન કરવાની જરૂર જણાતી નથી. ફકત એટલુંજ કહેવું બસ થશે કે, મહાન બુદ્ધીના ઉપયોગે કરીને, અતિ શ્રમથી મચ્યોને મચ્યો રહ્યો તેથી કરીને, કશાથી પાછા નહી હઠતાં અતીશય ઉદ્ધતાઈ બતાવી તેથી કરીને, પોતાના જાસુદો ઉપર ઘણો વિશ્વાસ રાખ્યાથી, તથા પોતાના અનુસંગી લોકોમાં જુસ્સો ઠસાવીને શિવાજીએ જે રાજ્ય સ્થાપ્યું તે મોગલ લોકોની ક્યારનીએ ડગમગતી સત્તાને એક વખતે કોરે બેસાડે એવું નીવડયું. તે તા. ૫ મી અપરેલ સને ૧૬૮૦ને રોજ મરણ પામ્યો તેની પછી તેનો દીકરો સંભાજી ગાદીપર બેઠો. આ બળક્ષીણ રાજાએ નામોશી લગાડે એવી રીતે રાજ્ય ચલાવ્યું, જેમાં મુખ્યત્વે કરીને પોતાની રૈયત ઉપર જુલમ ગુજાર્યા અને વ્યભીચારીના કુછંદમાં ગરક થઇ ગયો. તેના ઉપર સને ૧૬૯૪ની સાલમાં ઔરંગજેબના લસ્કરે ઓચીંતો છપો મારી તેને પાટવી કુંવર સહીત પકડી પાદશાહની છાવણીમાં લેઈ ગયા. ઘણીજ ઘાતકી રીતે તેને રીબાવીને મારી નાખવાંમાં આવ્યો પણ તેના છોકરા શીવાજીને બચાવી પાદશાહની એક

કુંવરીના હવાલામાં સોંપ્યો. આ બાઇએ તેનું નામ બદલીને મશ્કરીમાં શાહુ પાડયું.

એ દરમ્યાન નાના દીકરા રાજારામને સને ૧૬૯૫ ની સાલમાં સરદારોએ રાજ પ્રતીનીધી ઠરાવ્યો હતો. તોપણ તે ફક્ત ત્રણ વરસ જીવી સન ૧૬૯૮ના જુન માસમાં મરણ પામ્યો અને પોતાની પાછળ પોતાની બે બઈરીઓ તારાબાઈ અને રાજીસબાઇથી બે છોકરા શીવાજી અને શંભાજી મુકયા. શાહુને બદલે શીવાજી રાજપ્રતીનીધી થયો પણ દીવાનો થવાથી તેને તેની મા તારાબાઈએ સન ૧૭૦૩માં પદ ભ્રષ્ટ કરી કેદ કીધો. ત્યારથી તારાબાઇએ સને ૧૭૦૭ની સાલ સુધી તેના નામે રાજ્કારોબાર ચલાવ્યો. પરંતુ એ સાલમાં શાહુ રાજાને કેદખાનેથી મુક્ત કરવામાં આવ્યો અને તેથી કરીને તે પોતાના વારસાનો હક કરવાને પાછો આવ્યો. તેના હક સામે તારાબાઈ થઈ. પણ શીવાજી સન ૧૭૧૨માં મરી ગયો તેથી અને તેણીની શોકના છોકરા શંભાજીના લાભમાં એક મોટો રાજ ફેરફાર થવાથી તેણીને બસવું પડયું. આ વખતથી શાહુ અને શંભાજી તેઓના મોટા વડીલે મેળવેલી સત્તા અને રાજ્યને માટે પ્રતીસ્પર્ધી હકદાર થયા.

તે બંને શાખા વચેનો કજીઓ સન ૧૭૩૦ ની સાલ સુધી પત્યો નહીં. એ સાલમાં શંભાજીના પિત્રાઇના મળતીઆઓએ તેના ઉપર ઓચીંતો છાપો મારી હલ્લો કર્યો અને તેનો છેક પરાજય કીધો. આ હારથી સને

૧૭૩૧ની સાલમાં એવી ગોઠવણ થઈ ગઈ કે આખા મ-રેઠાના મુલક ઉપર શાહુરાજાનો હકછે એમ કબુલકરવા-ની શંભાજીને ફરજ પડી, અને કોલાપુર તથા તેના તા-બાનો મુલક સંભાજીને મળ્યો અને ત્યાંનો તેને રાજા મુકરર કરવામાં આવ્યો..

પ્રખ્યાત શીવાજીનો પરપૌત્ર **સંભાજી** આ પ્રમાણે કોલ્હા-પુરનો પેહેલો રાજા થયો. તે સન ૧૭૬૦ની સાલમાં કાંઈ પણ સંતાન શિવાય મરણ પામ્યો. તેની વિધવા રાણીને વારસ દત્તક લેવાનું કહેવાથી તેણીએ શીવાજીના મોટા દાદા ભોંસાજીના કુટુંબની દશમી શાખા જે ખનવત શાખા કહેવાતી તે શાખાનો એક છોકરો પસંદ કીધો. આ છોકરો નાની ઊમરનો હતો અને તેના મોટા સગા શીવાજીની યાદગીરી માટે તેનું નામ શીવાજી પાડયું.

બાળ રાજાની બાલ્યાવસ્થામાં રાજકારભાર સંભાજીની વિધવા રાણી ચલાવતી. તેણીએ રાજ બેફીકરાઇથી કર-વા માંડયું અને પોતાની પ્રજાને લુંટ અને ચાંચીઆનો ધંધો કરી નીરવાહ કરવા દીધો. આથી કરીને પરરાજ્યના લોકો તેમના ભોગ થઈ પડતા; તેમાં મુખ્યતવે કરીને ચાંચીઆના ધંધામાંતો મુંબઈ સરકારની અંગ્રેજી રૈયત ભોગ થઈ પડતી. આનો અંત લાવવા સારૂ બ્રિટિશ સરકારે સને ૧૭૬૫ની સાલમાં મલવાનના કીલ્લા ઉપર એક સ્વારી મોકલી. તેમણે તે કીલ્લો લઈ લીધો અને પછી રાજ પ્રતીનીધી રાણીને બ્રીટીશ સરકારે કહેલી સરતો કબુલ કરવી પડી. તેણીએ તે સવારીના ખરચ બદલ.

સાડાસાત લાખ રૂપીઆ આપવાને વચન આપ્યું. અને તેણીના મુલકમાં કોઠી નાખવા તે બ્રિટિશ લોકોને રજા આપી; યૂરોપમાંથી કપડ તથા બીજો માલ લાવી વેપાર કરવા સારૂ બ્રીટીશ લોકોને ઇજારો કરી આપ્યો; અને ચાંચીઆનો ધંધો બંધ કરવાને, તથા સઘળે પ્રસંગે અંગ્રેજના એક ભલા દોસ્ત તરીકે વર્તવાને વચન. આપ્યું. ઉપરની સરતો કરી ત્યારે તેને મલવાન પાછું મળ્યું. પણ રાણીએ તેમાંનું એકે વચન પાળ્યું નહીં. તે સને ૧૭૭૨ ની સાલમાં મરી ગઈ ત્યાં સુધી લુંટ અને ચાંચીઆનો ધંધો એ બેવાનાં તો જાણે તેણીના કારભારનાં બે મુખ્ય ધોરણ હોય તેમ ચાલુ રહ્યાં.

બાળરાજા ગાદીએ બેઠો તોપણ તે બેવાનાંનો અટકાવ થયો નહીં. તેમ છતાં પોતાના શત્રુઓથી ઘણી સપડામણમાં આવ્યો હોય તેમ તે જણાયો. પેશ્વાએ તેના ઉપર હુમલો કરી પટવરધન કુટુંબને આપેલાં પરગણાંમાંથી કેટલાંક તેની પાસેથી લઈ લીધાં. એતો ખરૂંછે કે તે પરગણાં પાછળથી પાછાં સ્વાધીન કરવામાં આવ્યાં હતાં તોપણ પટવરધનોને જે કાંઈ અસલ મળ્યું હતું તેમાં તેમણે ઘણો લાભ કરેલો હતો અને તેનું પરીણામ એ થયું કે કુટુંબ કલહ ઉત્પંન થયો જે ૩૪ વરસ કરતાં વધુ મુદત સુધી ચાલ્યો. આ કલહની દરમ્યાન કોલ્હાપુરની હદ ઘણીજ થોડી થઈ ગઈ હતી અને પેશ્વા સરકારના વચે પડવાથીજ તે બચી ગયું હતું.

વળી ફરીને પાછો કોલ્હાપુરને પોતાના પાડોશી સાવંતવાડી સાથે કજીઓ થયો. આ વિગ્રહ ૨૩ વરસ સુધી ચાલ્યો તેથી કરીને દેશમાં કાંઈ આબાદાની થઈ નહીં. અને આ કજીઆ ચાલતા હતા તે દરમ્યાનપણ રાજ્યકાજમાં કાંઈ સુધારો થયો નહોતો. ખરૂં પુછાવોતો રાજ્યકારભાર મૂદલ હતોજ નહીં, ગયા સૈકાની આખરમાં કોલ્હાપુરની સ્થીતિ એવી તો હતી કે રાજા પુતળા જેવો હતો, ટોળીઓ લુટફાટ માટે ઠેર ઠેર ઝપાઝપી કરતી હતી, અને લુટફાટ અને ચાંચીઆના ધધાથી લૂટનું કામ પુરૂં પડતું હતું. આખરે ઈંગ્રેજ સરકારના મુલકના વેપારીઓએ આ લુંટફાટને લીધે ઘણું ખમવું પડયું તેથી ઈંગ્રેજ સરકારને વચ્ચે પડવાની જરૂર પડી. સન ૧૭૯૨માં બીજી સવારીની તૈયારી કરવામાં આવી પણ લઢાઈ થતાં અગલ રાજાએ બીજા તહનામા ઉપર સહી કરી આપી. તે તહનામાની રૂએ તે ઈંગ્રેજી વેહેપારીઓને બદલો આપવાને મલવાન અને કોલ્હાપુરમાં કોઠીઓ ઘાલવા દેવાને બંધાયો.

પણ મોટા મરેઠા રાજ્યની તોફાની પદ્ધતિનો ધીમે ધીમે અંત આવતો હતો. અંગ્રેજ સરકાર જ્યારે જ્યારે તે રાજ્યની સાથે કાંઈ કામ પાડતી ત્યારે ત્યારે કાંતો અકસ્માતથી અથવા તો અજમાયથી ભાગ પાડો અને રાજ્ય કરો" એ પક્કા ધોરણ મૂજબ વરતતી હોય એમ દેખાઈ. સન ૧૮૧૨ના અકટોબર માસમાં કોલ્હાપુરને નીપાની સાથે વિગ્રહ ચાલતો હતો. તેવામાં અંગ્રેજ સર-

કાર વચ્ચમાં પડી અને જે કોલકરાર થયા તેમાં કોલ્હાપુરના રાજાએ નીયાની અને બીજાં પરગણાં જેના ઉપર પેશ્વા સરકાર હક કરતા હતા તે ઉપરથી પોતાનો દાવો ઉઠાવ્યો અને મલવાન બંદર તથા તેના તાબાની જમીન અને બીજાં બંદર ઈંગ્રેજ સરકારને હવાલે કર્યા. તેના બદલામાં કોલ્હાપુરના રાજાના કબજામાં જે કાંઈ મુલક રહ્યો તેની બાંહેધરી ઈંગ્રેજ સરકારે કરી. તેને ઈંગ્રેજ સરકારનો આશરો મળ્યો અને ઈંગ્રેજ સરકારનું ઉપરીપણું તેણે કબુલ કીધું

એજ સાલમાં રાજા શીવાજી મરણ પામ્યો અને તેની પછી તેનો પાટવી કુંવર સંભાજી ઉરફે આબા સાહેબ ગાદીએ બેઠો. તે કોલ્હાપુરમાં રાજ્ય કરતો હતો તે વખતે બાજીરાવ પેશ્વા સાથે ઈંગ્રેજને વિગ્રહ થયો, જેનો અંત તા. ૩ જુન ૧૮૧૮માં આવ્યો અને જેમાં બાજીરાવ શરણ થયો અને તેનું રાજ્ય ઈંગ્રેજને તાબે થયું આ વિગ્રહની અંદર આબા સાહેબ પોતાના દોસ્ત અંગ્રેજ સરકાર સાથે ખરા અને નીમકહલાલ મળતીઆ રાજા તરીકે વરત્યો હતો. અને તે પ્રસંગે તેણે જે સેવા બજાવી તેના બદલામાં ચીકોરી અને મીનાઉલીનાં પરગણાં, જે સન ૧૮૧૨ની સલાહમાં પેશ્વા સરકારને તાબે કરવાની તેને જરૂર પાડી હતી તે બે પરગણાં તેને પાછાં સ્વાધીન કરવામાં આવ્યાં. આ રાજાના અમલમાં રાજકારભાર ઘણોજ સુધર્યો.

તેના રાજ્યકારભારની દરમ્યાન એવું બન્યું કે સાઇજીબાઈ

નામે માહીતી કુળના સરદારને રાજાએ એક જાગીર આપી હતી તે જાગીર પાછી લેઈ લેવાનું રાજાને જરૂરનું માલમ પડ્યું. તે ઉપરથી તે સરદાર સમજુત કરવાને અથવા તે વેર લેવાને કોલ્હાપુર આવ્યો. અને રાજાને જ્યાં બેઠો હતો ત્યાંજ ઠાર કીધો (જુલાઈ સને ૧૮૨૧). આબા સાહેબને ફક્ત એક બાળક છોકરો હતો તે પણ બીજે વરસે મરણ પામ્યો. ત્યાર પછી ગાદી શીવાજી રાજાના બીજા દીકરા શાહજી ઉરફે બાવા સાહેબને હાથ આવી. બાવા સાહેબનામાં તેના ભાઇના જેવી લાગણી કે અક્કલ કાંઈ નહોતું પણ તે ઉડાઉ અને જુલમી હતો. વળી તે ખરાબ રાજ્ય લોભથી દોરવાતો હતો જેથી ઈંગ્રેજ તરફનો મળતો આશરો બંધ થયો હતો. એવું બન્યું કે સને ૧૮૨૪ની સાલમાં બેલગાવ જીલ્લામાં કીતુર ગામમાં એટલી બધી ગડબડ થઈ કે તેણે ખરેખર એક બળવાનું રૂપ ધારણ કર્યું. એજ અરસામાં દક્ષિણ હિંદુસ્તાનમાં અંગ્રેજી લશ્કરને બ્રહ્મદેશમાં ઘણી હેરાનગતી પોહોંચી છે એવી અફવા ઉડી કે કીતુર આગળના બનાવથી અને બ્રહ્મદેશ વિષેની અફવાથી બાવા સાહેબનો જુસ્સો ઉશ્કેરાયો તે એટલે સુધી કે લડાઇનો પ્રસંગ આવી ચઢયો. ૫૦૦૦ પાયદળ, ૧૦૦૦ સ્વાર અને સાત તોપ લેઇને તે પોતાની રાજ્યધાનીમાંથી એકાએક બહાર નીકળી પડ્યો અને એવું બહાનું બતાવ્યું કે મારા પાડોશી સાવંતવાડીના રાજા સાથે તકરાર છે તેને માટે નીકળ્યો છું. ઈંગ્રેજ સરકાર સાથે કરેલા કોલ કરારને નહીં ગણકારીને, તે તરફ-

રારની પંચાત ઈંગ્રેજ સરકારને સોંપવાને અથવા તો તેઓ જે ફેસલો આપે તે માન્ય કરવાને તેને સાફ ના પાડી.

સ્વતંત્રપણાના આ ઢાંગથી સંતોષ નહી પામીને કંગલના જાગીર અને કીલ્લા ઉપર તેને હલ્લો કીધો અને તે લેઈ લીધો. ગ્વાલીઅરના રાજાના સગા હીંદુરાવને બાવા સાહેબના બાપે તે કીલ્લા તથા જાગીરને માટે સનંદ આપી હતી તેમ છતાં તેણે ઉપર મુજબ કીધું. અંગ્રેજ સરકારની સાથે મસલત કર્યા શીવાય આ પ્રમાણે ધાડ પાડુનું કામ કરી એવા દુશ્મનના વટના ઈરાદાથી તે સતારાની હદ તરફ કુચ કરી ગયો કે ઈંગ્રેજ સરકારને વચ્ચે પડવા સારૂ અરજ કરવાને તે સંસ્થાનના રાજાને જરૂર પડે.

ખરેખર ઈંગ્રેજ સરકાર જલદીથી આડે આવી. સને ૧૮૨૫ની આખરે એક અંગ્રેજી સેના કોલ્હાપુરમાં કુચ કરી ગઈ અને રાજાને એક સંધીપત્ર ઉપર સહી કરવાની જરૂર પાડી. તેમાં તે રાજાને એવી રીતે બંધન કીધો કે લોકોના સલાહ સંપની દરેક બાબદમાં રાજાએ અંગ્રેજ સરકારની સલાહ પ્રમાણે ચાલવું. હીંદુરાવના તથા તે સંધીપત્રમાં બતાવેલા બીજા જાગીરદારોના હકને માન આપવું. અને તેનું લશ્કર ઓછું કરી નાખીને તેના દેશમાં શાંતી જાળવી શકાય તેટલી હદમાં રાખવું. અને કોઈપણ બળવાખોરને આશરો આપવો નહીં.

આ કરારનામા પછી થોડીજ મુદતમાં રાજા બાવા

સાહેબ પુને ગયો એવી ખુલી મતલબથી કે જે સરતોથી મને બાંધેલો છે તે સરતોમાંથી મને મુંબઈ સરકાર મૂકત કરે તેમ તેમને સમજાવું. આ કામમાં નિષ્ફળ જવાથી તે કોલ્હાપુર પાછો ફર્યો અને આએ રસ્તે હુમલા કરતો આવ્યો અને જેવો તે પુનામાં વરત્યો હતો તેવોજ તે રસ્તામાં પણ વરત્યો અને તેવી રીતે કે કોઈ ભાગ્યે કહી શકે કે તે દીવાનો નહીં હોય. કોલ્હાપુર આવ્યા પછી પોતાનું લસ્કર ઓછું કરવાને બદલે તેણે તે વધાર્યું અને ઈંગ્રેજ સરકારે બાંહેધરી કરેલા જાગીરદારોની જાગીરો તેણે કબજે કરી આટલેથીજ તે અટકયો નહીં, પણ તેનાથી બન્યું તેટલી ઝડપથી તેણે પોતાના પાડોશીઓ ઉપર ચઢાઇઓ કરવા માંડી.

ફરીથી ઈંગ્રેજી લસ્કર એકઠું કરવામાં આવ્યું અને આ વખતે તે ઠેઠ રાજધાની સુધી આવી પહોંચ્યું. જેવું અંગ્રેજી સૈન્ય દાખલ થયું કે તરતજ ગારીસન જેમાં ફકત બે કે ત્રણ હજાર આરબો અને બલુચી લોકો હતા તેમણે રાજ્યધાની ખાલી કરી આપી—ફરીથી રાજાને એક કરારનામા ઉપર સહી કરી આપવાની ફરજ પાડી. આ કરારનામાની રૂએ તે પોતાનું લસ્કર ઓછું કરીને ફકત ૪૦૦ સ્વાર અને ૮૦૦ પાયદળ રાખવાને તથા એક યાદીમાં બતાવ્યા મુજબ કીલ્લાઓને માટે જોઇએ તેટલું ગારીસન રાખવાને બંધાયો. સન ૧૮૧૭માં સારી નોકરી બજાવ્યા બદલ તેના ભાઇને બક્ષીસ આપેલો મુલક પાછો લેઈ લેવામાં આવ્યો. કોલ્હાપુર અને પનાલાગઢના

કીલ્લા ઉપર અંગ્રેજી ગારીસન રહે અને તેનું ખરચ રાજા આપે એમ ઠર્યું. જે ગામડાં તેણે લઈ લીધાં હતાં તે પાછાં આપવાનાં ઠર્યાં અને જે જાગીરદારોને તેણે હેરાન કીધા હતા તે જાગીરદારોની જીંદગી પર્યંતની બાંહેધરીને બદલે હમેશની બાંહેધરી અંગ્રેજ સરકારે કરી. તેણે પોતાના પાડોશીઓને જે નુકશાન કીધું હતું તેના બદલામાં તેણે રૂ૧૪૭૯૪૮ રૂપીઆ આંપવા અને તે આપવા માટે જરૂરની બાંહે ધરી લીધી. તથા તેના રાજ્યમાં અંગ્રેજ સરકાર દીવાન નીમી આપે અને તેને તે કાઢી શકે નહીં એવો કરાર કરાવી લીધો.

આખરે પનાલા ગઢબંદરનો જાપતો રાખવાનો હક્ક આપવામાં આવ્યો પણ આથી કાંઈ અસર થઇ નહી માટે સને ૧૮૨૭ની સંધીમાં આપેલા હક ઉપર અમલ કરીને બ્રિટિસ સરકારે તેણીને રાજપ્રતિનીધી પણાપરથી ખસેડી અને પોતાના ભરોસાનો દાજીકૃષ્ણા પંડીત નામનો દીવાન નીમ્યો તે દીવાને રાજમાં સુધારા કરવાને જે જે કોશીસો કરી તેથી જુના બગડી ગએલા રાજ્યકર્ત્તા એટલે દીવાન સાહેબના પક્ષકારોની દુશ્મનાવટ તેણે પોતાના ઉપર ખેંચી લીધી અને તેથી સન ૧૮૪૪માં એક બળવો થયો તે બળવો પાડોશના સાવંતવાડીના રાજ્ય સુધી ફેલાયો તેમ છતાં તે બળવો લશ્કરના જોરવડે દબાવી દેવામાં આવ્યો અને કોલ્હાપુરના રાજ્યની સઘળી વ્યવસ્થા બ્રિટિસ સરકારે હસ્તગત કરી.

આ પ્રમાણે અંગ્રેજ સરકારે દાખલ કરેલા રાજકાજ

ચલાવનારા મંડળથી ઘણો સુધારો થયો. કીલ્લાઓના રક્ષણનાં સાધન તોડી પાડયાં. વંશ પરંપરાનું ગારીસન તથા લઢાઈ માટે રાખેલું લશ્કર કાઢી નાખવામાં આવ્યું અને તેના બદલામાં સ્થાનીક લશ્કર રાખ્યુ. બળવો સમાવી દેતાં થએલું ખરચ કોલ્હાપુર તરફથી વસુલ લીધું રાજ્ય વહીવટનાં જુદાં જુદાં ખાતાંમાં બંદોબસ્ત, નીયમ અને ધોરણ દાખલ કરવામાં આવ્યાં

સને ૧૮૬૨ની સાલમાં એટલો બધો સુધારો થયો અને વહીવટની રીત એટલી બધી સારી રીતે સમજવામાં આવી કે રાજા શીવાજીને રાજકારભાર સોપી દેવામાં આવ્યો તે પ્રસંગે તેની સાથે જે કોલકરાર કરવામાં આવ્યા તેની રૂહએ તે સઘળી બાબદોમાં બ્રીટીસ સરકારની સલાહ મુજબ ચાલવાને બંધાયલોછે. વળી તારબાદ રાજાએ સુધારાની કેટલીક નીશાનીઓ બતાવ્યા ઉપરથી, દીવાનને પાછો તેડાવી લેવામાં આવ્યો આ દીવાન વીશે સુધારાની જે કાંઈ આશાઓ રાખવામાં આવેલી તે બધી વ્યર્થ ગઈ હતી મુબઈના ગવરનર સાહેબની તેણે જાતે મુલાકાત લીધી તે વખતે ગવરનર સાહેબે તેને કહ્યું કે જો ફરીથી કોલ્હાપુરમાં ગારીસન મુકવાની જરૂર જણાશે તો પછીથી તે ત્યાં હમેશને માટે રહેનારૂ થઈ પડશે. આમ કહ્યાબાદ તેને રાજકાજ કરવાનો હક પાછો આપ્યો.

રાજા બાવાસાહેબ તા. ૨૯ મી નવેમ્બર સન ૧૮૩૮ને રોજ પોતાની પાછળ એક નાની વયનો છોકરો નામે શીવાજી મુકી મરણ પામ્યો. રાજ્ય ચલાવવાને માટે એક કાઉન્સીલ

તરતજ સ્થાપવામાં આવી તે કાઉન્સીલમાં રાજાની મા તેની કાકી અને બીજા ચાર અમલદાર હતા પણ તે મેમ્બરો દેખીતા એવીજ રીતના ગોઠવેલા હતા કે તેઓ એકમતથી રાજકાજ ચલાવે નહીં તેમનામાં કાકી ઇરાબાઇ ઘણાજ મજબુત મનવાળી અને જુદી હતી અને જાણે પોતાને બધી સત્તા લેઇ લેવી હોય તેવી રીતે કામકાજ કરતી. આ ઉપરથી કોલ્હાપૂરના ઇતિહાસમાં તેણીને દીવાન સાહેબ કહેછે.

તેણીએ સઘળી સત્તા છીનાવી લેવા માંડી તે બ્રિટિશ સરકારના જાણવામાં આવી તેણે રાજકારભાર આડી અવી રીતે ત્રણ વરસ સુધી કર્યો. કોલ્હાપુરને માટે આ વખત અનુકુલ નહોતો સબબ ખરાબ અમલ ઠેઠ સુધી ટકયો નહી આખરે બ્રીટીશ સરકાર વચમાં પડી. તેણીની સાથે પહેલાં ધીમા ઉપાય લેવા માંડ્યા સન ૧૮૫૭ માં બળવાખોરો સાથે મળી ગયો તેમ છતાં રાજા સીવાજીએ તે આફત વખતે બ્રીટીશ સરકાર તરફ નીમકહલાલ રહેવાને ઇચ્છા જણાવી હતી. રાજા શીવાજી તખ્તસીન થયા બાદ ચાર વરસ જીવી તા. ૪થી અગષ્ટ સને ૧૮૬૬માં મરણ પામ્યો. તેને એક છોકરો નહોતો પણ પોતાના મરણ અવલ તેણે વાગુજીરાવ પટનકર નામના સોળ વરસના એક હોશીઆર અક્કલમંદ છોકરાને દત્તક લીધો હતો. જેણે એકદમ **રાજારામ** નામ ધારણ કીધું.

આ રાજાએ પોતાના દેશી લોકોથી ઉલટા ચાલી સને ૧૮૬૯માં યુરોપની મુસાફરી કરવાનો જુસ્સો બતાવ્યો અને તે સંપૂર્ણ ભભકાથી ત્યાં જવા નીકળ્યો પણ કમનસીબે બીજેજ વરસે તે ફ્લોરેન્સ શહેરમાં મરણ પામ્યો.

રાજારામના મરણ પછી કોલ્હાપુરની ગાદીએ શીવાજી દત્તક થઈ બેઠા, પણ તે ટુંક મુદતમાં મરણ પામ્યા. તેમના પછી એ ગાદીએ શાહુ બેઠા, જે કોલ્હાપુરના હાલના મહારાજા છે.

નામદાર મહારાણી વિકટોરીઆએ "કૈસરેહિંદ"નું પદ ધારણ કર્યું, અને તે બાબત તા. ૧ લી માહે જાન્યુઆરી સને ૧૮૭૭ના રોજ હિંદની પ્રાચીન રાજધાનીના પાયતખ્ત શેહેર દિલ્હીમાં લૉર્ડલીટને પાદશાહી દરબાર ભર્યો હતો. આ વખતના દરબારમાંથી તેમને એક પાદશાહી વાવટો આપવા ઠરાવ થયો હતો, જેને લશ્કરી દમામ સહીત પછવાડેથી કોલ્હાપુર પહોં ચાડવામાં આવ્યો હતો. ઈ. સ. ૧૮૮૭ની "જ્યુબીલી" પ્રસંગે પણ આ મહારાજાએ સારો ભાગ લીધો હતો. મહારાજા શાહુ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતિ અને ૧૯ તોપ ફોડી માન આપવામાં આવેછે.



## 7 સાવંતવાડી.

આ નાનું સંસ્થાન દક્ષિણ કોંકણને છેડે આવેલું છે. તેના તાબામાં ૮૨૧ ચોરસ મેલ જમીન છે અને તેમાં

વસ્તી—આશરે ૧૭૫૦૦૦ (પોણા બે લાખ) માણસનીછે. વારસીક પેદાશ—૪૨૫૦૦૦(સવા ચાર લાખ)ને સુમારે થાય છે. આ રાજ્ય* અંગ્રેજ સરકારના રક્ષણ હેઠળ છે.

ઇતિહાસ—સાવંતવાડીના મહારાજા એ મરેઠા જાતના છે. એમસાવંત નામે પુરૂષ જેના ઉપરથી વાડી જાતના રાજકર્ત્તાઓ ઉતરી આવેલા છે તે બીજાપુરના મુસલમાન રાજાઓની નોકરી કરતો હતો અને તે રાજાઓની પડતી ના સમયમાં તેને હાથ વાડી મુલકની જાગીર હતી. જ્યારે પ્રખ્યાત શિવાજીની પુર્ણ ચઢતી દશા હતી ત્યારે એમસાવંત તેની સાથે મળી ગયો અને શિવાજીએ તેને કોંકણના તે સઘળા ભાગનો સરદેસાઈ મુકરર કીધો, અને એવો ઠરાવ કીધો કે તેમાંથી અડધી ઉપજ શિવાજીને મળે અને બીજો અડધો ભાગ પરદેશની નોકરી માટે ૩૦૦૦ માણસનું પાયદળ રાખવું પડે તેના ખરચ માટે તથા જરૂરનું જેટલું ગારીસન રાખવું પડે તેના ખરચ માટે મુકરર કરી રાખ્યો. એ ગોઠવણ બંને પક્ષકારોને અસંતોષકારક માલમ પડવાથી શિવાજીની પડતી વખતનો લાગ સાધીને એમસાવંતે તે સરતો તોડી અને તે વીજાપુરના રાજાના પક્ષમાં જતો રહ્યો. ઈ. સ. ૧૬૬૨ની સાલમાં, શિવાજીએ તે વીજાપુરના મુલક ઉપર ઉપરીપણું

---

* આ રાજ્યને તેમજ જંજીરાના રાજ્યને દત્તકની સનંદ મળીછે, તેમજ પાદશાહી વાવટા પણ મળ્યાછે. બીજું જમીન વિગેરે સંબંધી વર્ણન ન મળવાથી દાખલ થઈ શકયું નથી.

સંપાદન કીધુ અને વારીપર ચઢાઈ કરી તથા સપાટા બંધ તે મુલક ઉજ્જડ કીધો અને સાવંત લોકોને પોતાની દયા હેઠળ લાવી મુકયા. તેમ છતાં પેહેલાં જે જે સરતો તેણે સાવંતો જોડે કરેલી હતી તેની તેજ સરતોથી તેણે તેમનો મુલક તેમને સ્વાધીન કીધો, અને ત્યાર પછી હમેશાં તેઓ તેની તરફ નીમકહલાલીથી તાબેદાર તરીકે વર્ત્યા. સન ૧૭૦૭ની સાલમાં ખેમસાવંતને શિવાજીના પૌત્ર શાહુ રાજાએ એક દસ્તાવેજ કરી આપ્યો તેમાં તેને તેના તાબાના મુલક ઉપર કુલ અખ્તિઆર આપ્યો અને સાલસી મહાલની ઉપજ કોલાબાના સરદાર સાથે અડધો અડધ વેહેંચી લેવી એમ મુકરર કરી આપ્યું.

ખેમસાવંતની પછી સને ૧૭૦૯માં તેનો ભત્રીજો પોંડસાવંત ગાદીપર બેઠો. આ કુટુંબના રાજાઓમાં પેહેલ વહેલો તેજ પુરૂષ બ્રિટિશ સરકાર સાથે સંબંધમાં આવ્યો, કોલાબાના રાજાઓ ચાંચીઆનો ધંધો કરવાને પરવાનગી આપતા અગર તો તે વેપાર તરફ આંખાડા કરતા તેણે કરીને ૧૮મા સૈકાની શરૂઆતમાં બ્રિટિશ વેહેપારને ઘણું નુકશાન થતું હતું. આ લુંટફાટનો અંત આણવાના હેતુથી અને પશ્ચિમ કાંઠાના રાજાઓ પૈકી ઓછામાં ઓછા એકને પોતાની તરફેણમાં દાખલ કરવાના ઈરાદાથી બ્રિટીશ સરકારે સન ૧૭૩૦ની સાલમાં પોંડસાવંત સાથે એક સંધી આત્મ સંરક્ષણ અર્થે તથા પરસ્પર સહાયને અર્થે કરી. આથી તે સંધી કરનાર પક્ષકારો

તેઓના બંનેના દુશમન કોલાબાના રાજા એંગ્રીઆ સામે એક બીજાને સહાય કરવાને કબુલ થયા. વળી આ વીગ્રહને અંતે જે કાંઈ જીતો મેળવવામાં આવે તે સાવંતવાડીને હવાલે કરવી, અને ફકત વેરીઆનો કિલ્લો તથા કેનેરીનો ટાપુ બ્રિટિશને તાબે રહે એવું પણ કબુલ કરવામાં આવ્યું.

પોંડસાવંત સન ૧૭૩૮માં મરણ પામ્યો અને તેની પછી **રામચંદરસાવંત** ગાદીએ બેઠો. તેણે સત્તર વરસ રાજ કીધું તેમાં એક પણ બનાવ નોંધવા જોગ બનેલો નથી. ત્યાર બાદ તેનો સગીર છોકરો **ખેમસાવંત** તખ્તનશીન થયો. આ રાજાને ઘણી જલદીથી પોતાના પાડોશી કોલ્હાપુરના રાજ્ય સાથે વિગ્રહ થયો. આ કજીઆનું મૂળ ઘણા પેહેલાંના વખતથી હતું અને સાવંતોએ પોતાનું સ્વતંત્રપણું ધારણ કીધું હતું તેથી કોલ્હાપુરવાળા અદેખાઈ રાખતા હતા. જો કે પેહેલો વાંક કોલ્હાપુરવાળાનો હતો અને એક બીજાની મનોવૃતીઓએ કરીને કજીઓ વધી પડયો હતો. તોપણ સાવંતના વાલીઓને આટલાજ ગભરાટ બસ નહોતો. વળી તેઓ પોતાના પાડોશી ગોવાના ફીરંગી લોકો સાથે તથા બ્રિટિશલોકો સાથે વઢી પડયા. આ બંને કજીઆ તેજ કારણથી ઉત્પંન થયા એટલે કે સાવંતની પ્રજા ચાંચીઆનો ધંધો કરતી હતી તેથી આપણે આગળ કહી ગયા છીએ કે આ અતિ દુષ્ટ ધંધો દાબી નાખવાને સારૂ ખેમસાવંતના વડીલે બ્રિટિશ સરકાર સાથે એક સંપ કીધો હતો, પણ બ્રિટિશ લોકોને માટે

ચાંચીઆ પણાના ધંધા તરફ ખેમસાવંતના વાલીઓએ ધમણાં અખાડા કીધા. આવી રીતે ચાલતું રહેવા દેવું એ વાત બ્રિટિશ લોકોને માટે અશક્ય હતી. તે ઉપરથી સને ૧૭૬૫ની સાલની શરૂઆતમાં મેજર ગારડન અને મુંબઇના નૌકા સૈન્યના કપટાન જૉહન વૉટસનની એકત્ર સરદારી નીચે મુંબઇથી એક સવારી મોકલી અને તેમને એવી સમજુતી કરી હતી કે કોલ્હાપુર અને સાવંતવાડીવાળા જે ચાંચીઆનો ધંધો ચલાવે છે તે અટકાવવો. આ બંદોબસ્ત તેઓએ તે વખતે તો બરાબર કીધો. સાવંતવાડી પાસેથી તેઓએ યસવંત ગઢ ઉરફે રેવીનો કિલ્લો લેઈ લીધો અને તે રાખી લેવાના ઇરાદાથી તેનું નામ બદલીને તેઓએ ફૉર્ટ ઑગસ્ટસ પાડ્યું, પણ પોતે સંપાદન કરેલો કિલ્લો કાંઈ પણ લાભ કરતા નથી એવું માલમ પડવથી નીચેની સરતોથી તેમણે તે સાવંતને પાછો હવાલે કર્યો. તે સરત એવી હતી કે સાવંતે તેમના વહાણ અગર વેહેપારને નુકશાન નહીં કરવાને વચન આપવું. દરીઆથી તે ટેકરીઓની તળેટી સુધી સરસી અને કારલી નદીની વચેનો સઘળો મુલક બ્રિટિશ લોકોને તાબે કરવો અને ચડાઇના ખરચ બદલ એક લાખ રૂપીઆ આપવા તથા સાવંતના મૂલકમાં બ્રિટિશ લોકને એક કિલ્લો બાંધવા દેવો.

એતો સંભવીત વાત છે કે જો ખેમસાવંત લાયક ઊમરનો થયો હોત અને કામકાજ કરવાની તેનામાં શક્તિ આવેલી હોત તો તે આ સંધીની સરતો પાળત. પણ

તેનાં તોફાની સગાં જે લૂંટને માટે લોભી હતાં તેમણે તે સંધીપર સહીઓ થઈ ત્યાર પછી તરતજ બળવો ઉઠાવ્યો. આ ઉપરથી તેના રાજ્ય જોડે બીજી સંધી કરવાની જરૂર પડી. આ સંધીમાં આપવાના પૈસાની રકમ વધારીને બે લાખની કરવામાં આવી. અને આ પૈસા વીંગોરલા નામનું પરગણું તેર વરસ સુધી ગીરો મુકવાથી ઉત્પંન થઇ શકે તેમ નહોતું તેથી તેટલી મુદત સુધી તે વીંગારેલા પરગણું, વીંગોરલા ગામ તથા વીંગોરલા બંદર બ્રિટિશ સરકારને હવાલે કર્યું અને તે સંધી બરાબર અમલમાં આવે માટે સાવંતવાડી એ બે માણસોને સાનમાં આપ્યા.

આ પછી તરતજ એક ઘણી વિચિત્ર બીના બની. તે બીના સંધી કરનાર બંને પક્ષકારોને નામોશી ભરેલી હતી. જે માણસને ગીરો આપવામાં આવ્યું હતું તે માણસે ઠરાવેલી રકમ બ્રિટિશ સરકારને અગાઉથી આપવાની હતી અને તે માણસનું નામ વીટોજી કોમોટીમ હતું. તે બ્રિટિશ સરકારને જે રૂપીઆ આપે તે પુરા કરી લેવાને માટે બ્રિટિશ સરકારે તેને વીંગોરલા પરગણું હવાલે કર્યું અને તેમાં ઇંગ્રેજ સરકારે પોતાનો અમલ તથા પોતાના સિપાઇ રાખ્યા, પણ સંધી ઉપર સહીઓ થયા પછી તરતજ સાનમાં રહેલાં માણસ નાશી ગયાં. પછી સાવંત લશ્કર એકઠું કરી વીંગોરલા તરફ કુચ કરી ગયો અને ઉપજ એકઠી કરવાને રહેલા વીટોજીના માણસોને હાંકી કાઢી પાછો ઘર તરફ વળ્યો. લખ-

વાને નવાઈ લાગેછે કે તેણે આ જુલમ કર્યા તેને માટે તેને કાંઇક ઠપકો આપ્યો તે સિવાય બીજું કાંઇ પણ કરવામાં આવ્યું નહીં. અને જ્યારે તેર વરસ પુરાં થયાં ત્યારે પણ સાવંતે આવી વીંગોરલા ઉપર હલ્લો-કરી તે લીધું (જુન સન ૧૭૮૦) અને બ્રિટિશ લોકની ઘણીક સરકારી અને ખાનગી મીલકત લેઈ લીધી. આ વખતે પણ તેને કોઇએ કાંઈ અટકાવ કીધો નહીં. આપણને માલમ પડશે કે આમાં ગીરો રાખનાર વીટોજીને જોકે બ્રિટિશ તેના જામીન હતા તેમ છતાં સઘળું નુકસાન ખમવું પડયું હતું અને તેણે ગીરો રાખેલું હતું તે દરમ્યાન તેને તે પરગણાની ઉપજ વસુલ કરતાં જોર જુલમથી અટકાવવામાં આવ્યો હતો. જે છુટથી સાવંતને આ ઘોર કર્મ કરવા દીધું હતું તે છુટને લીધે ચાંચીયાના ધંધાને નવો વેગ પ્રાપ્ત થયો અને તેનો પ્રતિબંધ આવતાં ૩૨ વરસ સુધી થયો નહીં.

જ્યારે ખેમસાવંત સન ૧૮૦૩માં મરણ પામ્યો ત્યારે જાહેર લુંટ પુરજોસમાં ચાલતી હતી. તેણે ૪૮ વરસ રાજ્ય કર્યું તે સઘળી મુદત હમેશાં લડાઇઓ ચાલ્યા કીધી. અને જ્યારે તે મરી ગયો ત્યારે કોલ્હાપુર સાથેની લડાઈ હમેશની માફકના જુસ્સાથી ચાલતી હતી.

ખેમસાવંતે પોતાની પાછળ ચાર રાણીઓ મુકી હતી તેમાં સૌથી વડી લક્ષ્મીબાઇ તે ખેમસાવંતની ત્રીજી રાણી દીવીબાઇથી* પેદા થએલ ખેમસાવંતના એકના

* એમીસન્સ કહેછે કે તેને છોકરો નહોતો.

એક સગીર છોકરાના તરફથી રાજ પ્રતીનીધી કરી. આ બાઇએ રાજ પ્રતીનીધીપણું ગ્રહણ કર્યા પછી તરતજ કોલ્હાપુરના લશ્કરે સાવંતવાડીના લશ્કરને હરાવ્યું અને વારીના કિલ્લાને તરતજ ઘેરો ઘાલ્યો. આ આફતને વખતે લક્ષ્મી બાઇએ તેણીની મદદ માટે સંધિઆ અને પેશ્વાના મળતીઆ વીશવાસ રાવ ઘાટઘે અને આપા દેસાઇને બોલાવ્યા. આપા દેસાઇએ પેશ્વા સરકારની છુપી સંમતીથી જોઇતી મદદ આપી. વારીનો ઘેરો ઉઠયો અને પછી શત્રુના દેશમાં લડાઈ ચાલી. પણ આ પરીણામ આવ્યું કે તરતજ આપા દેસાઇએ સાવંતવાડી ઉપર પોતાની સત્તા સ્થાપન કરવાને કોશીશ કીધી. મૂખ્ય સલાહકારની શીખવણીથી અને પોંડ સાવંત તથા રાજપ્રતિનીધી લક્ષ્મીબાઇના અનુમતથી સાવંતવાડીની ગાદીપર હવેથી આવનાર વારસ બાળરાજાને સન ૧૮૦૭ની સાલમાં ગુંગળાવીને મારી નાખવામાં આવ્યો. પણ આ ઘોર કુકર્મથી આપા દેસાઇને કાંઈ લાભ થયો નહીં. લશ્કર ઓછું થઈ ગએલું તેનો લાભ પોંડસાવંતે લેઇને આપા દેસાઇના ઉપર હલ્લો કરી તેને દેશમાંથી હાંકી કાઢયો અને સાવંતવાડીનું રાજ્ય પોતે લીધું.

આ પછી તરતજ રાજપ્રતીનીધી લક્ષ્મીબાઈ મરણ પામી. મયત સાવંતની બીજી રાણી દુરગાબાઇએ રાજપ્રતીનીધીપણા માટે દાવો કીધો. તોપણ પોંડ સાવંતે તેણીનો હક ના કબુલ કીધો અને પોતે રાજ ચલાવવાને આગ્રહ કીધો.

આ રાજકર્તાના અમલની શરૂઆતમાં ચાંચીઆના ધંધામાં કાંઈ ઘટાડો થયો નહોતો. ખરૂં પુછાવોતો ઉપજ વધારવાની આ રીત તે જમાનાને વાસ્તે રાજકારભારની એક માનવંતી પદ્ધતી થઇ પડી હતી. પણ સન ૧૮૧૨ ની સાલમાં બ્રિટિશ સરકારને ગમે તે થાય તોપણ તે ધંધો નાબુદ કરી નાખવાની જરૂર જણાઈ. તેટલા માટે તેને સારૂ ઉપાય લેવામાં આવ્યો અને અકટોબર સન ૧૮૧૧ની સાલમાં, વીંગોરલાનો કિલ્લો, અને ગનરામો ટીંબુનું તોપખાનું તથા તે ગનરામો ટીંબનું બંદર તથા આસપાસનો મુલક બ્રીટીશ સરકારને આપી દેવાને તથા જોહવે પછી ચાંચીઆનો ધંધો કરવામાં આવે તો રેરી અને નીઓટી બંદરો આપવાનું વચન આપવને સાવંતવાડીના દેસાઈ પોંડ સાવંતને જરૂર પાડી. દસ્તુર મુજબ દાણ આપીને સાવંતવાડીના મુલકમાં આવ જા કરવાને બ્રિટિશ વેપારીઓને રજા મળી. પણ બ્રિટિશ લસ્કરના વપરાશની સઘળી ચીજો જે દેશના અંદરના ભાગમાં હોય તે વગર દાણે જવા દેવી એવું ઠર્યું.

આ સંધી થયા પછી તરતજ સન ૧૮૧૩ની સાલમાં પોંડસાવંત મરણ પામ્યો અને તેનો છોકરો સગીર ઉમરનો હોવાથી માજી દેસાઈની બીજી વિધવા રાણી આગળ કહેલી દુરગાબાઈ રાજપ્રતીનીધી થઈ. આ બાઇએ પોતાના કારભારની શરૂઆતમાં કોલ્હાપુર ઉપર ચઢાઈ કરી અને જે બે કિલ્લાની જામીનગીરી. તે રાજ તરફથી બ્રિટિશ સરકારે કરેલી હતી તે બે કિલ્લા કબજે કરી લીધા.

આ બે કિલ્લા પાછા આપી દેવાને તેણીએ હઠીલાઇથી ના પાડી તેથી બ્રિટિશ સરકારને લડાઈ કરવાની જરૂર પડી. સીમાડાપરનાં બે પરગણાં એકદમ લઈ લીધાં અને રાજધાની તરફ જવાની તૈયારીઓ કરવામાં આવી. એટલામાં સાવંતવાડીમાં બંડ ઉઠયું. ખેમસાવંત દેસાઈની ચોથી વિધવા રાણી દુર્ગાબાઇએ એક છોકરૂં ઉભૂ કીધું અને રાજના ખરા હકદાર વારસ તરીકે ગણવાને કોશીસ કરી. એવું કહીને કે તે ખેમસાવંતનો છોકરો છે અને જ્યારે આપા દેસાઇએ તેને મારી નાખવાની કોશીસ કરી હતી ત્યારે તે બચી ગયો હતો. તેના દાવાને ઘણા લોકોએ ટેકો આપ્યો અને તેણીના પક્ષમાં આવ્યા. આમાંના ઘણા તો આ બહાને પોતીકા લાભ અર્થે લુટ મેળવવાના ઇરાદાથી સામેલ થયા હતા. પણ આખરે દુરગાબાઇના પક્ષનો જય થયો. પરંતુ તેણીના કમનસીબે આ બનાવ જે વખતે પેશ્વા પોતાની જીંદગી માટે ફાંફાં મારતો હતો (એટલે જ્યારે તેનું રાજ જવા બેઠું હતું તે વખતે ૧૮૧૮) તે વખતે બન્યો અને તેણીએ પોતાથી બન્યું તેટલું તેને મદદ કરવાને અને ટકાવી રાખવાને કર્યું. આ બાબદનો આખરે નીવેડો આણવાની જરૂર જણાઈ, તે દેશમાં એક લશ્કર મોકલ્યું અને સન ૧૮૧૯ ના ફેબ્રુઆરી માસમાં કોલકરાર થયા તેમાં અંગ્રેજ સરકારે સાવંતવાડીનું રક્ષણ કરવાને કબુલ કીધું અને સાવંતવાડીએ અંગ્રેજ સરકારનું ઉપરીપણું કબુલ કર્યું અને કારલી નદીથી પોર્ટયુગીસ લોકના મુલક સુધીનો

દરીઆ કાંઠાનો મુલક બ્રિટિશ સરકારને આપી દેવાને અને સાવંતવાડીમાં બ્રિટિશ લશ્કર રાખવાને કબુલ કીધું. તથા આ સરતો ઝડપથી પાળવામાં આવી તેના બદલા-માં હવાલે કરેલા મૂલકમાંથી ૩૦૦૦૦ રૂપીઆની ઉપજનો મુલક બીજે વરસે પાછો સોંપી દેવામાં આવ્યો.

રાજપ્રતીનીધી દુરગાબાઈ આ સંધીપર સહીઓ થતા અવલ મરણ પામેલી હતી અને આગલા રાજાની બે વિધવા રાણીઓ સાવીત્રીબાઇ અને નરનદબાઈ તેણીના જગોપર આવી હતી. આ બાઇઓ પોતાને મળેલી સત્તા પોતાની પાસેની પાસે રહે તેટલા માટે ઘણી ઇચ્છાતુર હોવાથી જુવાન રાજા લાયક ઉમરનો થવા છતાં તેને રાજકાજમાં કાંઈ ભાગ લેવા દેતી નહોતી. તેમ છતાં આખરે સને ૧૮૨૨ની સાલમાં જુવાન રાજા એમસાવં-તના હુકમની સામે વાંવો આણી શકયો નહીં અને તેને ગાદી સોંપવી પડી. આ જગોને માટે તે બીલકુલ નાલા-યક અને અશક્ત માલમ પડ્યો. તેને હાથે રાજકારોબા-રમાં એટલો બધો ગેરબંદોબસ્ત થઈ ગયો કે પોતાને લીધેજ થએલો બળવો સમાવી દેવા સારૂ સન ૧૮૩૦ અને ૧૮૩૨ની સાલમાં બ્રિટિશ સરકારની મદદ માગ-વાની તેને જરૂર પડી. બીજે પ્રસંગે તેને બ્રિટિશ સરકાર સાથે એક સંધી કરવાની જરૂર પડી. જે સંધીના કારણમાં શરૂઆતમાં તેણે પોતાને નીચુ જોવડાવે એવી કબુલત કીધી. 'મારી પોતાનીજ ખરાબ વર્તણુકને લીધે મારો મુ-

લક એક કરતાં વધારે વખત ગેરબંદોબસ્ત અને ગભરાટમાં આવી પડ્યોછે'; અને મારા રાજ્યમાં અંગ્રેજ સરકારનો પસંદ કરેલો દીવાન નીમવાને, અંગ્રેજ સરકારની પરવાનગી વીના તેને નહીં કાઢી મુકવાને, તે દીવાન સુચવે અને અંગ્રેજ સરકાર મંજુર કરે તેવો સુધારો પોતાના રાજ્યમાં કરવાને, પોતાની સરતો ન પાળે તો ગાદી ત્યાગ કરવાને, અને પોતાના કામની શાંતી કરવાને જોઇતા લશકરનું ખરચ આપવાને તે રાજા બંધાયો.

આ નામોશી લગાડે એવી કબુલત કરેલી, પોતે વચન આપેલું અને તે તોડે તો કેવી સજા ખમવી તે વીશે પોતેજ કહેલું આટલું છતાં એમસાવંતે પોતાની ખરાબી થાય એવી રીતે વર્ત્યા કીધું. ખરૂં પુછાવો તો જો એમસાવંતથી બને તો એકે સરત પાળવાની તેની મરજી નહોતી. પોતાના દીવાન સામે તે હમેશાં ફરીઆદો લાવતો અને તેમાંની ઘણી તો તપાસ કરવા ઉપરથી વેરભાવની તથા વગર પાયાની માલમ પડી હતી. તેના અમીરઉમરાવો ખરેખર સ્વતંત્ર થઈ ગયા અને તેની સત્તાને પત્ત ન કરી. બંદોબસ્ત જાળવી રાખવાને સારૂ સન ૧૮૩૬ અને ૧૮૩૮ની સાલમાં બ્રિટિશ સરકારને વચે પડવાની જરૂર જણાઈ. બીજે પ્રસંગે એટલે તે આઠ વરસો પૈકી ચોથા વરસમાં તે દેશની સ્થીતીનું વર્ણન અધીકારીઓ તરફથી નીચે મુજબ કરવામાં આવ્યું છેઃ—'ફરીથી તે સર દેસાઈ (રાજા) પોતાના મુલકનો બંદોબસ્ત રાખવામાં તેવીજ રીતની નબળાઈ અને નાલાયકી બતાવી આપેછે. તેવીજ રી-

તે લોકોના જાન માલનું રક્ષણ કરવામા આવતુ નથી. પોંડ સાવંતની લુટારૂ ટોળી લુટને માટે બહાર નીકળી પડેલી છે અને તેની સંખ્યા વધતી જાયછે. બીજી લુંટારૂ ટોળીઓએ બંડ ઉઠાવ્યાંછે અને સર દેસાઇને પત કરતી નથી અને તેના ગામોના શાંત રહેવાશીઓને લુટેછે અને આપણો મુલક જે પડોશમાં આવેલો છે તેમાં જો કે ખરેખર નહીં તોપણ લુટને તથા ખરાબી કરવાને ધમકી આપેછે આ ટોળીના આગેવાનો ને રાજાએ ક્ષમા કરવાને વચન આપવા માંડ્યું તોપણ તે બંધ કરવાને તેઓએ ના પાડી. વળી ખરાબ અને દગાખોર ચાલના મળતીઆઓની અસરથી ઘેરાઇ ગએલો તે સર દેસાઈ હજુ સુધી પોતાની હઠ છોડતો નથી અને કરારનામાની રૂઇએ બ્રિટિશ સરકારે તેને નીમી આપેલા દીવાનની સલાહ પ્રમાણે ચાલવાને તે બંધાયલો છે અને તે દીવાન જે જે ઉપાય લેછે તેમાં મદદ અને ટેકો આપવા ના પાડેછે.'

આવી પદ્ધતીના વહીવટનો પરીણામ એવો આવ્યો કે ઉત્તમ વર્ગના રહેવાશીઓએ દેશને જલદીથી છોડી દીધો અને જે લોકો રહ્યા તેમાં પુષ્કળ અંધા ધુંધી ચાલી રહી.

આ હકીકતને લીધે સને ૧૮૩૮ની સાલમાં બ્રિટિશ સરકારને વચ્ચે પડવાની જરૂર પડી તે વખતે તેમને માલમ પડ્યું કે આવી નાશ કારક અને ઉધું વાળે એવી રીતને ટેકો આપવો તે અશકય છે. આ ઉપરથી બ્રિટિશ સરકારે ખેમસાવંતને જોઇએ તેટલી ખોરાકી બાંધી આ-

પવાને અને તેની સત્તા લઈ લેવાને તથા તે રાજ્યનો બં-દોબસ્ત પોતાને હાથ કરવાને ઠરાવ કીધો.

એ મુજબ કરવામાં આવ્યું. બ્રિટિશ સરકારના દૃઢ અમલથી દેશમાં પાછો બંદોબસ્ત થયો, લોકોને ભરોંસો બેઠો અને બળવો સમી ગયો, તે કાંઈ સહેલું કામ નહોતું. સન ૧૮૩૯ તથા ૧૮૪૪ની સાલમાં ફીતુરી સરદારોએ બંડ ઉઠાવ્યું જે સરદારો તેઓના ધણી માજી સાવંતની સત્તાને નહીં પત કરવામાં ફતેહ પામ્યા હતા. મુખ્યરાજા ખેમ સાવંતના આના સાહેબને નામે ઓળખાતા છો-કરાએ પણ અંગ્રેજ સરકારનો સખત દાવ કાઢી નાખ-વાને કોશીસ કીધી, પણ આ બળવા ફતેહ મંદીથી સ-માવી દેવામાં આવ્યા હતા. ધીમે ધીમે દેશમાં વધારે સરસ લાગણીઓ દાખલ થઈ અને જ્યારે સને ૧૮૫૭ની સાલમાં બંડ ઉઠયું તે વખતે મુખ્ય રાજા અને આના સાહેબ, જો કે તેમની સત્તા છીનવી લેવામાં આવી હતી. તેમ છતાં, બ્રિટિશ સરકારના ભલા માટે દૃઢતાથી વળગી રહ્યા હતા.

ખેમસાવંત સને ૧૮૬૭ની સાલમાં મરણ પામ્યો. તે-મના પછી એ ગાદીએ રઘુનાથસંવત બેઠા જે સાવંતવા-ડીના હાલના સર દેશાઈ છે તેઓ બ્રિટિશ છાવણીમાં જાય તે વખત તેમને લશ્કરી સલામતી અને નવ તોપનું માન મળેછે.

—❧—

## ૭ જંજીરા.

આ નાનું સંસ્થાન કોંકણ પટ્ટીમાં મુંબઇની દક્ષિણે આવેલું છે. તેના તાબામાં ૩૨૪ ચોરસ મેલ જમીન છે અને તેમાં **વસ્તી**—આશરે ૭૫૦૦૦ (પોણો લાખ) માણસની છે. **વાર્સિક પેદાશ**—રૂ૫૦૦૦૦૦ (પાંચ લાખ) ને સુમારે થાયછે. આ રાજ્ય અંગ્રેજ સરકારના રક્ષણ હેઠળ છે.

**ઇતિહાસ**—જંજીરાના રાજ્ય કર્તા સીદી જાતના છે. એ રાજ્યની સ્થાપના શી રીતે થઈ તેની હકીકત નીચે પ્રમાણે છે.

પંદરમાં સેકાની વચગાળે (૧૪૩૭) જે વખતે બ્રાહ્મણી વંશના રાજાઓ દિલ્હીની ગાદીથી સ્વતંત્ર થયા અને ઉત્તર હિંદુસ્તાન સાથેનો વેહેવાર બંધ પડયો ત્યારે સંખ્યાબંધ આબીસીનીઅન અને બીજા પૂર્વ આફ્રીકાના રહેવાશીઓને પશ્ચિમ હિંદુસ્તાનમાં લાવવાનો રિવાજ ચાલુ થયો. આ લોકો, એરબ અલહબીશ (એટલે આફ્રીકાંના ઈશાનકોણના લોકો) શબ્દ ઉપરથી હબશી અથવાતો વારંવાર સીદી કહેવાતા. સીદી શબ્દ અસલમાં માનની નિશાની હતી, અને તે સૈયદ શબ્દનો અપભ્રંશ છે. જો કે ઘણા હબશીઓને હિંદુસ્તાનમાં ગુલામ તરીકે લાવવામાં આવતા, તોપણ તેઓની નિમક હલાલી, હીંમત અને જુસ્સાને લીધે તેઓ વારંવાર બ્રાહ્મણી વંશના રાજાઓની કચેરીઓમાં ઉંચી પાયરીએ ચડતા. એમના આધાર ઉપરથી એવું માલમ પડે છે કે આબીસીનીઅનો ફતેહ પામતા,

તેઓ પોતાની આસપાસ સઘળા પોતાના દેશીભાઈઓ-ને રાખતા, જેમને તેઓ બોલાવી કે ખરીદ કરીને લા-વતા અને તેમાં તેઓ આબીસીનીઅન લોકને તેમજ આફ્રીકાના બીજા હબસીઓને દાખલ કરતા. પેહેલાં તે-ઓ હિંદુસ્તાનના દેશીઓ સાથે લગ્ન કરતા તેથી, અને પાછળથી તેઓની પોતાનીજ જુદી જુદી જાતોમાં મા-હોમાંહી લગ્ન કરતા તેથી ઘાટ, રંગ અને ચાલ ચલ-તમાં મૂસલમાનોથી છેક નીરાલી એક જુદીજ જાત ઉત્પંન થઈ. તેઓ જોઈએ તેટલા પ્રબળ થયા કે તરતજ તેઓએ ઉમરાવ લોકોનું એક પ્રજા સત્તાક રાજ્ય સ્થા-પ્યું. નીચમાં નીચ લોકોમાં ચતુરાઈ અને ઉપયોગીપણું જોઈને તેઓને અસર થઈ અને તે અસર વધીને તેમ-નામાં પોતાની જાત વીશેની મગરૂરી પેદા થઈ જે વડે કરીને તેઓ પશ્ચિમ હિંદુસ્તાનમાં હોશીઆર અને બહા-દુર ખલાશી અને સિપાઈ નીવડ્યા,

પંદરમા સૈકાની આખરે સીદી યાકુત ગોવાના બ્રાહ્મ-ણી ગવરનર બહાદુર ગીલાનીનો દરીઆઇ સેનાપતી હતો એમ કહેવાયલું છે. ગોવા અને દાભોલમાં પોતાનો પાકો પાયો થયા પછી બ્રાહ્મણી રાજ્યની પડતીના સમય માં કોકણનો રાજકર્ત્તા બની જવાને બહાદુર ગીલાનીએ કોશીસ કીધી. સન ૧૪૯૩ ની સાલમાં બહાદુરે વીસ વહાણના કાફલા સહીત યાકુતને મુંબઈની પાસેના માહી-મના કીલ્લા ઉપર મોકલ્યો. યાકુતે તે કિલ્લો લીધો અને બહાદુરે તાબે થવાને અથવા તે જગો પાછી આ-

શી દેવાને ના પાડી તેથી મહમદ બાહ્મણીએ તેના ઉ-પર ચઢાઈ કરી તેને હરાવીને મારી નાખ્યો.

આ યાકુતખાનને જંજીરા સાથે કાંઈ સંબંધ હતો એવો કાંઈ પુરાવો નથી. અહમદનગરના મૂસલમાની ઈતિહાસ પ્રમાણે તો અહમદનગરના વંશના સ્થાપનાર મલીક અહમદે (૧૪૯૦—૧૫૦૮) પેહેલ વેહેલાં જંજીરા-ના કિલ્લેબંદી ટાપુંના આબીસીનીઅન લોકને કપતાન (નાયક) સ્થાપ્યા. અમદાવાદના મૂસલમાન રાજાઓની જે વખતે સંપૂર્ણ ચઢતી દશા હતી તે વખતે (૧૪૫૦—૧૫૩૦) તેમના રાજ્યના જે પચીસ સરકાર અથવા ભાગ પાડેલા હતા તેમાં ડંડા રાજપુરી એ પણ એક ભાગ હતો, પરંતુ આ વાતમાં સંશય રહેછે. ઘણુંખરૂં તો તેનો અર્થ એવો થાય છે કે રાજપુરીના રાજાએ ગૂજરાતના રાજાને પોતાના મૂખ્ય સરદાર કે રાજા તરીકે માન્ય કર્યો હશે. આશરે સન ૧૪૯૦ની સાલમાં અહમદનગ-રના વંશના સ્થાપનાર અહમદશાહે લાંબા વખત સુધી ઘેરો ઘાલીને ડંડા રાજપુરી લીધું. અહમદનગરના મુ-સલમાની ઈતિહાસ મુજબ આ ઘેરાની વખતે જંજીરા-ના કિલ્લેબંદી ટાપુ ઉપર કરેલી ચઢાઈ છ માસ સુધી વ્યર્થ ગયા બાદ અહમદશાહનું લશ્કર નાઉમેદ થઈ ગયું. તે ફતેહ નહિ પામ્યો તે સિવાય વળી તેની પોતા-ની સ્થિતિને માટે કાંઇ ખાતરી નહોતી. કારણ કે તેણે થોડો વખત થયાં મહમદ બાહ્મણી ( ૧૪૮૨—૧૫૧૮ ) સાથેની વફાદારી છોડી દીધી હતી, જેથી મહમદ બાહ્-

સી અહમદના લસ્કરને લાંચ આપી તેનો પક્ષ છોડી દેવરાવવાને ખરા દીલથી કોશીસ કરતો હતો. પુનામાં જયુનરનો કિલ્લો, સાવનૂર, તથા મહારાષ્ટ્ર અને કોંકણુની પાંચ વરસની ઉપજ અહમદને સારા નસીબે પ્રાપ્ત થઈ તેથી પોતાના માણુસોને બક્ષીસો તથા વધારે પગાર આપીને તેમની પોતા તરફની વફાદારી તેણે સંપાદન કીધી. જંજીરાના ઘેરા ઉપર દબાણુ કરીને તે કિલ્લો લીધો અને ત્યાંના કોળી રક્ષકને બાંધો દરીઆમાં ફેંકી દીધા. અહમદે કિલ્લાને નવેસરથી બાંધી મજબુત કીધો અને પોતાના આબીસીનીઅન ગુલામ યાકુતને સરદારી આપી. બીજા હેવાલ મૂજબ એવું માલમ પડેછે કે સીદી લોકોએ તે ટાપુનો કબજો દગાથી લીધો. પેરીમખાન નામના એક હસબીએ તથા બીજા એકાદ બે હબશીઓ વેપારીઓનો વેશ લઇને સુરતથી એક વહાણુ ભરીને મોટી પેટીઓ લાવ્યા અને કહ્યું કે તેમાં રેસમ અને દારૂછે. તેઓએ તે ટાપુના કપતાન (નાયક) રામપટેલ પાસે તેઓનો સામાન ઉતારવાની પરવાનગી માગી. તેણે તેમને તેમ કરવાની રજા આપી અને તેના બદલામાં તેમણે ગારીસનના લોકોને દારૂથી ખૂબ મોજ કરાવી. કોલી લોકોએ હદ ઉપરાંત દારૂ પીધો અને તે વેપારીઓએ કેટલીક પેટીઓ; જેમાં હથીઆરબંધ આદમીઓ સંતાડી મુકયા હતા, તે ઉઘાડી અને હલ્લો કરી તે કિલ્લો લેઈ લીધો. મી. લરકોમે તે તરફના લોકો ઉપરથી જે ખબરો એકઠી કરીછે તે ઉપરથી જણાઈ

આવે છે કે નીજામશાહે ( ૧૫૦૮—૧૫૫૩ ) જંજીરા અને ડંડારાજપુરી પોતાના નામના શીહાપંથના દીવાન સાહતાહીરને બક્ષીસ આપ્યા; જેણે ૧૫૩૭ ની સાલમાં અહમદનગરના રાજ્યધર્મ તરીકે શીહામજહબ દાખલ કરવાને બરહાનને લલચાવ્યો. મી. લેક્રોમના અભીપ્રાય મુજબ જંજીરાના કિલ્લામાં પંચજતન પીરનો શીહામજહબનો રોજો છે તેથી આ વાત ખરીછે એમ ખુલાસો જડેછે.

બારબોસામાં (૧૫૧૪) હબસાનનું મુખ્ય શેહેર ડંડા બનાવ્યું છે. ગૂજરાતનો હક અને વળી મીરાતે અહમદીમાં જે બંદરોની ઉપજ ગૂજરાતમાં આવતી તેમાં ડંડા બંદરને પણ દાખલ કરેલું છે. એજ યાદીમાં મલબાર કાંઠો અને માલદપ ટાપુ દાખલ કરેલા છે. તે ઉપરથી એવું જણાઈ આવેછે કે ડંડા ટાપુની ઉપજ મળતી હતી પણ એથી કરીને એવો અર્થ નથી નીકળતો કે ડંડા બંદરમાં ગૂજરાતનું રાજ્ય હશે. ત્યાં સુધી તેનું રાજ્ય હશે પણ તે ઇ. સ. ૧૫૩૦ થી ૧૫૩૫ સુધીમાં જે વખતે થાણા કિનારાનો મોટો ભાગ ગૂજરાતના કબજામાંથી ફીરંગીઓના કબજામાં ગયો, તે વખતે તે પણ ગયું. હજુ સુધી અમદાવાદના રાજાઓ જંજીરાના ટાપુ ઉપર પોતાનો હક રાખતા. કારણ કે જ્યારે ૧૫૭૩ ની સાલમાં અકબર બાદશાહે ગૂજરાત જીત્યું ત્યારે તેણે એવી ગોઠવણ કરી હતી કે ડંડારાજપુરીને અહમદનગરનો એક ભાગ ગણવો જોઇએ. ૧૫૮૪ ની સાલમાં અહમદનગરના દિવાન સલાબતજંગને કેટલીક મુદત

સુધી ડંડા રાજપુરીમાં કેદ રાખવામાં આવ્યો હતો. ૧૬૦૦ ની સાલમાં મુગલ લોકોએ અહમદનગર લીધું અને જોકે મોટા મલીકઅંબરે થોડા વખત પછી પોતાના રાજા તરફથીઘણો મુલક પાછો લઈ લીધો તોપણ ત્યાંનાં દફતરો ઉપરથી માલમ પડેછે કે ૧૬૧૮ ની સાલ સુધી ડંડારાજપુરીના હાકિમ મુગલ અમલદારો હતા. ૧૬૧૮ની સાલમાં **સીદી સોરૂલખાન** નામના એક આબીસીનીઅનને ત્યાંનો હાકેમ નીમવામાં આવ્યો. ૧૬૨૦ ની સાલમાં સીદીસોરૂલની પછી સીદી યાકુત થયો, અને તેની પછી બીજેજ વરસે સીદી અંબર થયો. આ સીદી અંબરને સાનક અથવા નાનો અંબર કેહેછે. મોટો સીદી અથવા મલીક અંબર જેણે ૧૬૨૬ ની સાલમાં તેનું મરણ થયું ત્યાં સુધી અહમદનગરનું રાજ્ય પાછું મેળવ્યું; અને તેમાં રાજ્ય કર્યું. તે મલીકઅંબર અથવા મોટા સીદીના ઓળખાણ માટે ઉપર કહેલા સીદી અંબરને સાનક અથવા નાનો અંબર કહેતા.

૧૬૩૬ ની સાલમાં જ્યારે સીદી અંબર જંજીરાનો ગવરનર હતો તે વખતે મુગલ લોકોએ આખરે અહમદનગર જીત્યું અને અહમદનગરવાળું કોકણ વીજાપુરને સોંપવામાં આવ્યું. તે જગોમાં ચાલતા હેવાલ પ્રમાણે તે વખતે જંજીરાનો અધીકાર ઘણો વધી પડ્યો હતો. અને વીજાપુરનો વેપાર અને મક્કાના હાજી લોકોનું રક્ષણ કરવાનું તથા નાગોથણા નદીથી બાંકોટ નદી સુધીના મુલકનું રક્ષણ કરવાનું વચન લઇને તે ટાપુ વીજાપુરના એક દ--

રીઆઈ કાફ્લાના આગેવાન હબસી અમલદારને જંજી-રાનો અધીકાર સોંપવામાં આવ્યો હતો, તથા તેને વજીરનો હોદ્દો આપ્યો હતો. સીદી કોલોની કોમમાં અમીર લોકોના પ્રજા સત્તાક રાજ્યની બાંધણી મુજબ એવી ગોઠવણ રાખવામાં આવી હતી કે એક વજીર મરીજાય ત્યારે માજી ગવરનર કે વજીરનો છોકરો નહીં. પણ દરીઆઈ કાફ્લાનો પેહેલો અમલદાર આગલા વજીરની જગો ઉપર આવતો. વીજાપુરના વજીરોમાં ત્યાંનાં દફ્તરો ઉપરથી માલમ પ-ડેછે કે પેહેલા વજીર સીદી અમ્બર હતો, જે ૧૬૪૨માં મરણ પામ્યો, બીજો સીદી યુસફ હતો જે ૧૬૫૫માં મરણ પામ્યો. અને પછી ફતેખાંન થયો. આ ફતેખાન આબીસીનીઅન હતો એમ ગ્રાંન્ટડફ કહેછે—અને ખાફી-ખાંન કહેછે કે તે અફગાન હતો.

૧૬૪૮ની સાલમાં શીવાજીએ સીદી લોકો પાસેથી તેમના મરેઠા નાયકોની સહાયતાવડે કોલાબા, તલ, ગોસાલ, અને રાયરી અથવા રાયગઢના કીલ્લા જીતી લીધા. ૧૬૫૯ની સાલમાં શામરાજી પંથ પેશ્વાની સરદારી નીચે શીવાજીએ એક મોટું લશ્કર તે સીદીના મુલકપર ચઢાઈ કરવાને મોકલ્યું. પણ ફતેહખાન મરેઠા લોકની સામે થયો, અને તેમને ભારે કતલ સહીત હરાવ્યા. આ હાર આવેલી નામોશી ટાળવાને શીવાજીએ કોશીશ કરી અને રંગનાથ પંથની સરદારી નીચે એક નવું લશ્કર મોકલ્યું પણ ફતેહખાન તેની સામે ટકી રહ્યો, અને બીજે વર્ષે (૧૬૬૦) કેટલાક અગત્યના ફાયદા મેળવ્યા.

૧૭૬૧ના ચોમાસામાં શીવાજી પોતાનું સઘળું લશ્કર ફતેહખાન સામે લઈ ગયો. અને પવન ઊલટો હતો તેમ છતાં ફતેહખાનના લશ્કરે તેને હાંકી કાઢ્યું. અનેવીજાપુરના સરકારને ડંડારાજપુરી છોડાવવાને મોસમ ખુલે તે પહેલાં તે ડંડારાજપુરી લઈ લીધું. તેણે જંજીરાનાકિલ્લે બંદી ટાપુ ઉપર પોતાની તોપો છોડી. પણ તોપોની સંખ્યા થોડી હતી. અને ગોલંદાજ પણ થોડા હતા તેથી જંજીરા ઉપર કંઈ પણ અસર તે કરી શક્યો નહીં. પાછલાં નવ વર્ષમાં (૧૬૬૧ થી ૧૬૭૦) શીવાજીએ દરેક મોસમમાં જંજીરા ટાપુ સામે પોતાની તોપો છોડ્યા કીધી પણ ફોગટ ફતેહખાન ઘણો સપડાયો. અને મદદને માટે તેણે પોતાનાં પાડોશી ઈંગ્રેજ લોકોની મદદ માગી. અને જંજીરાના ડુંગરી કિલ્લાની પોતાના જોર માટે એવી તો સરસ શાખ પડી હતી કે મુંબાઈના ઈંગ્રેજ આડતીઆઓએ સુરતની ઈંગ્રેજી આડતીઆઓની કાઊનસીલને લખ્યું કે મુંબાઈ છોડી દઈ અમને જંજીરા લેવાની તમે સલાહ આપો.

૧૬૭૦ની સાલમાં શીવાજીએ જંજીરાના ટાપુ ઉપર એક બળવાન લશ્કર સહીત દ્રઢ નિશ્ચય કરી ચડાઈ કીધી. અને ઘણા જોર સહીત જંજીરા ઉપર હલ્લો કર્યો અને તેજ વખતે બીજી તરફથી ફતેહખાનને વચનો આપી પોતાની તરફ મેળવી લેવાને યત્ન કીધો. વીજાપુરની સરકાર તરફથી મદદ ન આવી પોહોચી તેથી ફતેહખાને કિલ્લો શીવાજીને તાબે કરવાનો અને તેની નોકરીમાં રહેવાનો ઠરાવ કીધો. પણ સંબલ, કાસમ, અને ખેરીઆત નામના

ત્રણ સીદી જે બહાદુર મુસલમાન હતા અને શીવાજીના કટ્ટા શત્રુ હતા તેમણે આ કાવતરૂં થતું અટકાવ્યું. તેઓએ પોતાના દેશીઓને કહ્યું કે ફતેહખાન ટાપુ આપી દેવાને માટે યુક્તિ કરેછે અને તેઓની સલાહથી તેમણે ફતેહખાનને બેડીઓમાં નાખ્યો. કાસીમ અને ખેરીઆત બે ભાઈ હતા તેમણે પોતાનો હક છોડી દીધો અને સંબલને ગવરનર બનાવ્યો. સીદી સંબલે મદદને માટે પોતાના શેઠ વીજાપુરના આડીલશાહને તથા દક્ષીણના મુગલ હાકેમ ખાનજહાંનને લખ્યું. આદીલશાહ મદદ કરવાને માટે શકતીમાન નહોતો પણ મોગલ સરદારે જોયું કે શીવાજીની સામે થવામાં સંબલ એક ઉપયોગી દોસ્ત થઈ પડશે તેથી તે ખુશી થયો. અને સંબલને દોસ્તીનું કહેણ મોકલ્યું અને મદદ કરવાને માટે વચન આપ્યું. સીદી લોકોએ જોયું કે આપણને ફક્ત મોગલ લોકના આશરાનો સંભવ છે. તેથી તેમણે પોતાનો કાફલો વીજાપુરના સંબંધમાંથી કાઢી મોગલ લોકોના સંબંધમાં દાખલ કર્યો. ઓરંગજેબ પાદશાહે સંબલનો વજીરનો ખેતાબ ફેરવી યાકુતખાનનો આપ્યો. અને સુરતની ઉપજમાંથી ત્રણ લાખ રૂપીઆનું સાલીઆણું બાંધી આપ્યું. જ્યારે સંબલને મોગલ નૌકાસૈન્યનો અધીપતી નીમ્યો, ત્યારે કાસમને જંજીરાની સરદારી અને સીદી ખઈરીઆતને ડંડારાજપુરીની સરદારી મળી. ૧૬૭૭ની સાલમાં સંબલની જગોએ કાસમ મોગલ નૌકાસેના પતી થયો. અને કાસીમની જગોપર જંજીરાની સરદારી ખઈરીઆતને મળી. અને તે સ્વસ્થાનના ૯.

ફ્તરોમાં લખ્યુંછે તે મુજબ તે ત્યાં ૧૬૯૬ની સાલમાં મરણ પામ્યો ત્યાં સુધી ગવરનર રહ્યો.

૧૬૭૦ની સાલમાં સીદી લોકોની મદદ મેળવીને દક્ષિણમાં મોગલ હાકેમ ખાનજહાંને વહાણ એકઠાં કીધાં. અને ડંડા રાજપુરીની પાસે શીવાજીનો વાહાણનો કાફલો હતો તેના ઉપર હુમલો કરી એકસો મરેઠાખલાસીઓને પગે પથરા બાંધી દરીઆમાં ફેંકી દઇ મારી નાંખ્યા. શીવાજીએ એક નવો વાહાણનો કાફલો તઇયાર કર્યો અને મરેઠા તથા સીદીઓ વચ્ચે ઘણી લડાઇઓ થઈ, જેમાં મુસલમાન લોકના કહેવા મુજબ આબીસીનીઅન લોકો વારે વારે ફતેહ પામતા. સીદી સંબલને નવસેના કમાન્ડરનો હોદ્દો મળ્યો અને મોગલ નૌકા સૈન્યનો સેનાપતી બનવાથી તેની જંજીરાની સરદારી સીદીકાશમને મળી. ખાફીખાન લખેછે કે સીદીકાશમ પોતાની હીંમત, માયા, અને દબદબા માટે પ્રખ્યાત હતો. તેણે પોતાના કાફલામાં વધારો કર્યો. પોતાનો કિલ્લો મજબુત કર્યો અને સઘળા હુમલાની સામે તેને બચાવ્યો. તે વારંવાર મરેઠા લોકનાં વહાણ લઈ લેતો અને શીવાજી પાસેથી ડંડારાજપુરી શી રીતે પાછું લઈ લેવું તેને માટે હમેશાં યુક્તિ કરતો હતો. ૧૬૭૧ ની સાલમાં મરેઠા રક્ષકો દારૂડીઆ બનતા અને ચોકી કરતા નહીં. તે વખતે કાસીમે એક દિવસ રાતની વખતે પોતાના ભાઈ સીદીએરીઆતને દોરડાંની નીસરણીઓ અને જમીનને રસ્તે કીલ્લાપર ચઢાઈ કરવાનો બીજો સામાન આપીને ૪૦૦-૫૦૦ માણસ સહીત ડંડારાજપુરી

ઉપર મોકલ્યો અને પોતે ૩૦—૪૦ મછવા લઇને દરીઆને રસ્તે ત્યાં જઈ પોંહોચ્યો. અગાઉથી કરી રાખેલી સંજ્ઞા મુજબ એરીઆતે જમીનની બાજુપરથી મોટી બોબુઆરો પાડી તે જગોપર હલ્લો કર્યો અને તેના હલ્લાની સામે થવાને રક્ષક લોકો દોડી આવ્યા અને કાસીમ પોતાની નીસરણીઓ ગોઠવીને દરીઆ તરફની દીવાલપર ચઢી ગયો. ઘણા જોસથી તેમનો અટકાવ કરવામાં આવ્યો તેમ છતાં તેઓ આગળ ધસ્યા અને જોર જુલમથી કિલ્લામાં ધુસ્યા. દારૂ ગોળાના ભંડારમાં આગ લાગી ઉડી જવાથી એક મોટો કડાકો થયો જેણે કરીને ચાળીસ માઇલને છેટે રાયગઢના કીલ્લામાં શીવાજી ભર ઊંઘમાંથી ઝબકી ઉઠયો અને જાગતાંજ તે આ શબ્દો બોલ્યો કે ડંડારાજપુરીમાં કંઈ ગરબડ છે. કિલ્લામાં જે માણસો મરાયા તેમાં કાસીમની ટોળીના દસ કે બાર માણસો હતા. ધુમાડો અને અવાજ એટલો બધો થતો હતો કે પોતાની તરફનો અને દુશ્મનની તરફનો માણસ ઓળખી શકાતો નહીં. પણ કાસીમે પોતાની લડાઇની બીસ પાડી અને હુમલો કરનારની બંને ટોળીઓએ એકત્ર થઈ જઈ તે જગો લઈ લીધો. આ જીત કર્યાબાદ કાસીમે ડંડારાજપુરીની પાસેના બીજા છ સાત કિલ્લા લઈ લીધા. છ કિલ્લા તો એક બે દહાડા પછી તાબે થયા. પણ સાતમા કિલ્લાના નાયકે એક અઠવાડીઆ સુધી ટક્કર ઝીલી. આબીસીનીઅન લોકો આગળ ધસ્યા અને તોપોનો એટલો જબરો માર ચાલુ રાખ્યો કે તે નાયકને આખરે તે કિલ્લો તાબે

કરવાની ફરજ પડી. કાસીમે રક્ષક લોકોને જીવતદાન આપ્યું અને ૭૦૦ માણસો બાહાર નીકળ્યા તેણે છોકરાં અને ખુબસુરત સ્ત્રીઓને ગુલામ બનાવી જોરજુલમથી વટાળી મુસલમાન કીધાં. ઘરડી અને બદસુરત ઓરતોને છોડી મુકી અને માણસોને મારી નાખ્યા. ખાફીખાને લખ્યા મુજબ શીવાજી અને તેના લોકોને આ બનાવથી મનમાં એટલી બધી ધાસ્તી પેશી ગઈ કે રાયગઢનો કિલ્લો સાચવી રાખવાને તેને જરૂર પડી. કાશીમે પોતાની ફ-તેહના સમાચાર દક્ષિણના સુબેદાર મહમદ મુઆઝીમને અને ખાંજહાંનને મોકલ્યા. તેને અને તેના ભાઈ સીદી-ખેરીઆતને ચઢતી પાઇરીના હોદ્દા મળ્યા અને તેઓને માન ખાતર જબ્ભાઓનો સરપાવ મળ્યો.

૧૬૭૩ ની સાલથી ૧૭૦૭ ની સાલમાં સીદીકાશમનું મરણ થયું ત્યાંસુધી મરેઠા નૌકા સૈન્યના અધીપતી તરીકે સીદી લોકો મરેઠા લોકો સાથે હમેશાં લડાઇમાં મચ્યા રહેતા. કોઈ કોઈ વખત મરેઠાઓનો ઘણો મુલક ઉજ્જડ કરતા અને કોઈ કોઈ વખત તેઓનો પોતાનો મુલક ખોઈ બેસતા અને જંજીરાનો કિલ્લો મુશ્કેલીથી બચાવી રાખતા. ૧૬૭૩ ની સાલમાં મુંબાઇના ડેપ્યુટી ગવરનર મી૦ આંગીઅરને શીવાજીએ અને સીદી લોકો બંનેએ મદદને માટે ઘણી આજીજી કરી હતી પણ તે દ્રઢતાથી નીરાપક્ષ રહ્યો. તેથી કરીને તેના ઉપર બંને પક્ષકારોને ભરૂસો રહ્યો તેજ સાલમાં સીદી લોકોના જે વાહાણના કાફલાએ જંજીરા આગળ નૈરૂત્ય તરફનું ચોમાસુ (જ્યુન-

થી અક્ટોમ્બર) ગાળ્યુ હતું અને કેટલીક મુગલાઈ હોડીઓ જે મુંબાઈ કાંઠે ઘસડાઈ ગઈ હતી તેને દરીઆમાં ઓકાળવામાં આવી અને દરીઆ કાંઠે આણી ગમ પેલી ગમ ફરતાં રહીને મરેઠા લોકનાં ઘણાંક લડાઇનાં અને કેટલાંક વેપારનાં વાહાણો લઈ લીધાં કેટલાક વખત પછી (દશમી અક્ટોમ્બર) જોડાઅલો મુસલમાની વાહાણનો કાફલો કંઇપણ ચેતવણી આપ્યા સિવાય મુંબાઈ બંદરમાં આવ્યો અને બારાના મોં આગળ થઈ પેન અને નાગોથણા નદીમાં ઉતર્યા અને જે મરેઠા લોકનાં ગામડાંમાંથી ઇંગ્રેજો પોતાના કામની ચીજો લાવતા તે ગામડાં ઉજાડ કીધાં અને ઘણા મરેઠા લોકોને પકડી ગયા. ત્યાર પછી વળી સીદી લોકોએ પાછા આવી ફરીને તે મુલક ઉજાડ કીધો. પણ રાયગઢમાંથી મરેઠા લશ્કરે આવી તેમના ઉપર એક દમ છાપો માર્યો અને તેમનામાંના સેંકડોને કાપીને કડકે કડકા કરી નાંખ્યા અને બાકીનાઓને નસાડી મુક્યા. ૧૬૭૪ ની સાલમાં શીવાજીએ રાજપુરી કે જંજીરાથી માંડીને ગોવા પાસે બારડેજ સુધીનો આખો કિનારો તાબે કીધો. અપ્રેલ માસમાં સીધી લોકના કાફલાએ ફરીથી મુંબાઈ બંદર પાસે આવીને લંગર કીધું. તેઓને તે જગ્યાએથી જતા રહેવાને કહ્યું પણ તેઓએ માન્યું નહીં અને બંદરમાં હોડીઓ હંકારી લાવ્યા અને સીઆન આગળ ઉતરીને લોકોને હાંકી મુક્યા અને ચોમાસુ ત્યાં ગાળવાની તૈયારી કીધી. મુંબાઇથી લશ્કર મોકલવામાં આવ્યું અને સીદી લોકોને પાછા જવાની જરૂર પડી.

પછી તરતજ ૫૦૦ હથીઆર બંધ માણસોએ મઝગાવ બંદર આગળ કોશીશ કીધી પણ કીલ્લામાંથી તોપો છોડવામાં આવી તેથી કરીને તેઓ દૂર રહ્યા. આ વખતે એવું કબુલ કરવામાં આવ્યું કે એકજ વખતે કિનારા ઉપર ત્રણસે કરતાં વધારે સીદીઓને ઉતરવા દેવા નહીં અને વળી તેઓની પાસે તરવાર સિવાય બીજાં હથીઆર રાખવા દેવાં નહીં. વળી રક્ષક લોકોના જાપતા તળે તેઓને રાખવા. મુંબાઈ ને દક્ષિણ કાંઠે કુરલાસ ઉપર હલ્લો થતો અટકાવવાને માટે આ સરત હતી. સપટેમ્બર માસમાં તે કાફલો સુરત તરફ આવ્યો. ૧૬૭૫ ની શરૂઆતમાં તેઓએ સુરત છોડયું અને શીવાજીના કિનારા ઉપર વાહાણો લઈ આમ તેમ ફોકટ ફર્યા કીધું અને નીરાશ થઈ સુરત પાછા ફર્યા.

ઓરંગજેબ બાદશાહે પોતાની અફગાનીસ્તાનની લડાઈમાંથી પરવારીને (૧૬૭૫) શીવાજી સામે નવેસરથી લડવાની તઈઆરી કીધી. સીદી લોકોના દરીઆઈ કાફલાને મજબુત કરી લુંટ કરતો અને બાગતા દરીઆ કાંઠે વેનગુર્લા ઉપર મોકલ્યો. સીદી લોકોનો અટકાવ કરવાને માટે શીવાજીએ હમેરીઆ અને રાજાપુરમાંથી વાહાણની ટુકડી મોકલી. અને શીવાજી જંજીરા ઘેરી લેવા જતો હતો તેને છોડવવાને સીદી લોકો પાછા ફરી નાઠા.

૧૬૭૬ની સાલમાં સીદીઅને મુગલ કાફલાના સરદારે સંબલને જંજીરાના હાકેમ સીદી કાસમ અને મુગલ લોકો સાથે કજીઓ થયો. તેથી તે સુરત જવાને બીન્યો. અને

मुंबाई बंदरमां तोफानी मोसम गाळवा सारू तेणे ईंग्रेज लोकनी रजा मागी. मी. आंगीएरे सुरतना गवरनर अने सीदी संबल वच्चे मेळाप करी आपवाने गोठवण करी. पण॰ सीदी संबलनी सत्ता घणीज नबळी पडी गई हती अने तेनी जगोए जंजीराथी आवीने सीदी कासीमे सीदी लोकना काफलानो अधीपती बन्यो. सीदी कासमे जेने मुंबाईनी सरकार घणुं मान आपती हती. तेने मज गाम बंदर आगळ मुकाम करवानी रजा मळी. अने जंजीरा उपर नवेसरथी चढाई करवाने दश हजार माणसो सहीत दक्षिणमांथी मोरो पंथ आव्यो. त्यां सुधी ते त्यां रह्यो. तेज वर्षमां मोगल लोकोनां वाहाण अने तेनां पोतानां जे कंई वाहाण बाकी रह्यां ते लइने सीदी संबल सुरतथी नीकळ्यो अने शीवाजीए किनारे वाहाण फेरव्या कीधां. तथा रत्नागीरीथी दक्षिणे ३० माईल उपर आवेलुं जैतापुर गाम बाळी दीधुं. जैतापुर आगळ तेने अंतराय नडयो, तेथी ते जंजीरे पाछो वळ्यो. त्यां आगळ कासीमना आवी पोहोच्वाथी रक्षक लश्करमां मजबुती थवाथी तेमणे मोरो पंथनी दरीआनी तोपोनो नाश कीधो अने तेने रायगढ पाछा जता रहेवाने जरुर पाडी.

१६७७नी सालमां दिल्लीना पादशाहना हुकमथी मोसम पुरी थये. मोगल काफलो कासीमने हवाले करवाने संबले वचन आप्युं. पछीथी ते बे आगेवानो वच्चे एक संप थयो. अने तेओ पोतपोतना काफला साथे मुंबाईना बंदरमां

આવ્યા. અને તે ટાપુ ઉપર કાસીમ અને સંબલે પોતાનો મુકામ કર્યો. જે વખતે તેઓ મુંબાઈમાં હતા તે વખતે બંદરને દક્ષીણ કાંઠે ઉતરી પાર જઈ સંબલે ચાર આબરૂદાર બ્રાહ્મણોને પકડી વહાણમાં કેદ કીધા. ઉપલા શીકલના મરેઠા હાકેમે મુંબાઈ સરકારને ધમકી આપી કે જો તે ચાર બ્રાહ્મણોને છોડી દેવામાં નહિ આવે તો તેનું પરીણામ ઘણુંજ ખરાબ નીવડશે. મારી પાસે કેદી છે તે વાતજ સીદીએ પેહેલી નાકબુલ કરી પણ આખરે કબુલ કીધી અને તે બ્રાહ્મણોને આખરે છુટા કરવામાં આવ્યા. અને સંબલને મદદ કરનાર લોકોને સજા કરવામાં આવી. સંબલ અને કાસમ મુંબાઈમાં હતા તે વખતે તેમની વચ્ચે ફરીથી કજીઓ થયો, અને મારા મારી થઈ. તેમાં બંને બાજુપરના ઘણા માણસો માર્યા ગયા, મુંબાઈ સરકારે તેમનું સમાધાન કર્યું. અને એવી ગોઠવણ કરી કે સંબલના કુટુંબને કાસમે જંજીરામાં રાખ્યું છે. તે તેને હવાલે કરવું. અને મુગલાઈ વાહાણો સંબલની સરદારી નીચે રહેવા દેવાં જોઈએ પણ આ ગોઠવણ સંબલને પસંદ નહિ પડી અને મુસલમાનનો પક્ષ છોડી દઈને પોતાની નોકરીમાં દાખલ થવાને શીવાજીએ તેને સમજાવ્યો.

બંને કાફલાઓના નૌકા સેનાપતી તરીકે કાસમે પોતાનાં વાહાણ તૈયાર કરી મુંબાઇથી નીકળી કોકણ કીનારે આમ તેમ ફર્યો અને વારંવાર જમીનપર ઉતરી બ્રાહ્મણ લોકોને હલકાં કામ કરવાની જરૂર પાડતો. ૧૬૭૮ ની સાલમાં ફરીથી કાશીમ મુંબાઈ વાહાણ હંકારી ગયો અને

બંદરમાં વાહાણ લંગર્યાં. અને અલીબાગનો કીનારો લું-ટ્યો. અહિયાં શીવાજીના સરદારોએ તેનાં વાહાણ બા-ળી નાંખવાને ફોકટ પ્રયત્ન કીધો. ૧૬૭૭ની શાલમાં શી-વાજીએ પોતાનો કાફલો વધારીને ૨૨ વાહાણોની સંખ્યા કીધી. સીદી લોકોને મુંબાઇના બારામાં તોફાની મોસમ ગાળતાં અટકાવવાને શીવાજી મુંબાઈ સરકારને ભલમાવી શકયો નહિ. તેથી કરીને તેણે પોતાનું લશ્કર ખાંડેરી અગર કેનેરી ટાપુ ઉપર ઉતાર્યું. અને ફીરંગીઓએ ઇંગ્લીશ લોકોએ તેને મના કરી તે છતાં એક કિલ્લો બાંધવાને શરૂ કીધું. સીદી કાસીમે કેટલાએક દિવસ સુધી તે ટાપુ ઉપર તોપોનો મારો ચલાવ્યો. અને જે વખતે શીવાજી અને બ્રીટીશ લોકો વચ્ચે સંધીના કોલકરાર થા-પતા હતા. તે વખતે બંદરના દક્ષિણ કીનારા તરફ હો-ડીઓ મોકલી તે ઉજ્જડ કીધો અને ઘણા લોકોને કેદી પ-કડ્યા. ૧૬૮૦ની સાલમાં કાસીમે પોતાનો કાફલો ખાંડે-રીની નજીક અંદેરી અથવા હેનેરી આગળ પોતાનાં વા-હાણ લંગર કર્યાં. અને માણસો અને તોપખાનું જમીન ઉપર ઉતારી તે ટાપુ મજબુત કરવાને શરૂ કીધું. મરેઠા નોકા સેનાપતીએ તેને અટકાવવાને કોશીશ કરી પણ તે હાર્યો, અને સખત ઘાયલ થયો. આ પછી તરતજ મું-બાઇ સરકારે વાંધો લેવા છતાં પોતાના આખા કાફલા સહીત કાશીમ મુંબાઈના બારામાં પેઠો. પેન નદીમાં પો-તાની હોડીઓ મોકલી અને ઘણાં ગામડાં બાળી નાંખ્યાં અને ઘણા લોકોને કેદી કીધા. આ ઉપરથી શીવાજીએ અને

ઇંગ્રેજ લોકોએ એક સંપ કીધો કે મરેડા કિનારો નહિ ઉજ્જડ કરવાને જ્યાંસુધી. સીદી વચન ન આપે ત્યાં સુધી તેને મુંબાઈના બારામાં તોફાની મોસમ ગાળવાને ઇંગ્રેજ લોકોએ રજા આપવી નહિ.

૧૬૮૦ની સાલમાં શીવાજી મરી ગયો. તે વખતે કાસીમ સીદીઓએ પોતાનાં નાનાં વહાણ અંદેરી કેનેરીથી મું-બાઈના બારામાં મોકલ્યાં. અને મોટાં વહાણ સહીત પોતે ડંડા સજપુરીની આસપાસ ફરવા લાગ્યો. આ વખતે ઇંગ્રેજી માલ ઉપર લેવાતી જકાતનો દર વધેલો જોઈને સીદી લોકોને એવું ધારવાનું ઉત્તેજન મળ્યું કે ઇંગ્રેજો સાથે દીલ્હીના પાદશાહને મેળ નથી. પોતે કરેલા કરારથી ઉલટા ચાલીને તેઓએ મુંબાઈના બંદરનો દક્ષિણ કીનારો ઉજડ કીધો. અને મુંબાઈમાં તેમણે કેદીઓ વેચવા માયા. મુંબાઈની કાઉનસીલે તે સામી તકરાર લીધી. પણ જેટલા કેદીઓ તેમના કબજામાં આવ્યા તેટલાઓને તેમણે છુટા કીધા તે સિવાય સીદીઓને સજા કરવાને તેઓ કંઈ ઉપાય લઇ શકયા નહી. થોડા દિવસ બાદ ( ૪ થી મે ) મઝગાવ બંદર આગળ ઇંગ્રજ અને સીદી વચ્ચે થએલી એક લ-ડાઈમાં બંને પક્ષકાર તરફથી કેટલાક માણસો ઘવાયા હતા. બીજે દીવસે સીદી કાસમ અને તેના લશ્કરનો મુ-ખ્ય ભાગ સલામતી અગર ચેતવણી આપ્યા સિવાય કિ-લ્લાની એટલી બધી નજદીક આવ્યો કે તેઓના વાહાણ પર તોપો છોડવામાં આવી. પણ મરેડા કીનારા ઉપર હુમલો નહિ કરવાને તેઓએ વચન આપ્યું ત્યારે તેઓનાં

વાહાણુ લંગર કરવાને આખરે રજા મળી. થોડા વખત બાદ સંભાજીએ સીદી લોકનાં વાહાણ બાળી નાંખવાને યત્ન કીધો અને અંદેરી આગળ ૨૦૦ માણુસોને જમીન પર ઉતાર્યાં: પણ એ કોશીશમાં તે નીષ્ફળ જવાથી તેનાં માણુસોમાંના ઘણા માર્યા ગયા અને કેદી પકડાયા. ૮૦ માથાં ટોપલીઓમાં ભરી મઝગામમાં લાવવામાં આવ્યાં અને કાસમ તેમને વળા ઉપર ભરવી તેમને હારબંધ ગોઠવવા જતો હતો, તેટલામાં તેને મુંબાઈ સરકારે અટકાવ્યો.

તે સાલની આખરે કાસીમ વેંગુરલા ઉપર ચઢાઈ કરવાના ઈરાદાથી પોતાનાં વહાણુ કીનારા તરફ હંકારી ગયો. પણ કેટલીક વખત પછાડી પડીને અને લઢાઈઓ કરીને તે ૧૬૮૧ માં મુંબઈ પાછો આવ્યો. પોતાના માણુસોને અંદેરી અને મઝગાવ બંને ઠેકાણે મુકીને તે મુંબઈથી સુરત વહાણુ હંકારી ગયો. મુંબઈની હોડીઓ જે દરીઆ ઓળંગી જરૂરની ચીજો લેવાને કોલાબા કાંઠે જતી તેમના ઉપર અંદેરીમાંથી સીદી લોકો હુમલા કરતા. સંભાજીએ અંદેરી ઉપર એકવાર ચઢાઈ કરી પણ તે નીસ્ફળ ગઈ અને ઉલટું મુંબઈમાંની સીદીની હોડીઓએ કોલાબા કાંઠો ઉજ્જડ કીધો અને કેટલાક મુખ્ય રહેવાશીઓને પકડી ગયા. અને તે રહેવાશીઓમાં કેટલાક મુસલમાન હતા તેમ છતાં તેમને અંદેરી લઈ જઈને નીર્દયપણાથી ખુબ માર્યા તે એટલે સુધી કે તેમના છુટકારા માટે તેઓએ ૧૮૦૦૦ રૂપીઆ આપવા કબુલ કીધું

ત્યાં સુધી તેમને છોડયા નહીં. સીદી લોકોએ આ રીતે કરાર તોડયો તેથી સુરતના અંગ્રેજ લોકોએ ફરીયાદ કીધી. જે મરેઠા કેદીઓને સોળમાસ ઉપર વેચતાં તે સીદીને મુંબઈ સરકારે અટકાવ્યો હતો તેમને માટે કીમત લેઇને પાછા આપવા તેણે કહ્યું અને તેણે સુરતમાં અંગ્રેજી કોઠી ઘેરી લેવાને સીદી લોકોને ઉશ્કેર્યા. અને બે દીવસ સુધી કોઠી અડકાવી બંધ રાખવામાં આવી અને દરવાજા ઉપર ચાર ભરેલી તોપો ગોઠવી મુકવામાં આવી. અકટોમ્બર માસની આખરે સીદી કાસીમે મુંબઇથી થોડેક દુર દેખાવ દીધો અને મુંબઇની સરકારે તેને ઘણું સમજાવ્યો તે છતાં મરેઠા બંદરો સાથે વેહેવાર કરતાં સઘળાં વહાણો ઉપર તેણે ચઢાઈ કરી. તે એટલે સુધી કે મુંબઈ તાબાનું એક વહાણ પકડવાને પણ તે દોડી ગયો. પછીથી કોલાબા કીનારાપરનું એક ગામડું બાળીને તે શીફ્લ તરફ વહાણ હંકારી થયો પણ તે ગામ ઉપર તેણે કોશીસ કરી તેમાં તે સફળ થયો નહીં.

ઈ. સ. ૧૬૮૨ ની સાલમાં દાદાજી રઘુનાથ દેશકાંડેને જંજીરા ઉપર ઘેરો ઘાલવાને મોકલવામાં આવ્યો. અને તેને એવું વચન આપવામાં આવ્યું કે જો તું તે કિલ્લો લેઈ શકીશ તો તને આઠ મુખ્ય પ્રધાનમાંનો એક પ્રધાન બનાવવામાં આવશે.

ત્યાર બાદ સંભાજી સુલતાન અકબર અને વીસહજાર માણસો સહીત સાયગડથી ઘેરો ઘાલવાને સારૂ આવેલી ફોજ સાથે મળી ગયા અને તે ટાપુ ઉપર ત્રીસદ

સુધી તોપોનો માર ચલાવી તેનો કિલ્લો તોડી પાડયો અને ખંડોજી ફરજંદ નામના એક પુરૂષની સહાયતાથી તે કિલ્લો હસ્તગત કરવા માટે એક કાવતરૂ રચ્યું. તે કાવતરૂ પકડાઈ આવ્યું અને ખંડોજીને મારી નાખવામાં આવ્યો. અને તે ટાપુની મધ્યમાં આવેલા એક ખડકની પછાડી સંતાઈ રહી રક્ષપાળ સીદીલસ્કરે સીદી ખઇરીયાતની સરદારી નીચે બહાદુરીથી પોતાનો બચાવ ટકાવી રાખ્યો અને સીદીકાસીમે અખાતમાંથી સંભાજીના કાફલાને નસાડી મુકયો. પછીથી સંભાજીએ ખડકના કટકા અને પથરાઓથી તે ખાડી કે જે આઠસોવાર પોહોળી અને ત્રીસવાર ઊંડી હતી, તેને પુરી દેવાને યત્ન કીધો પણ તે કામ પુરૂ થયું તે પેહેલાંતો તેને મોગલ ઘોડેસ્વાર લસ્કરને જઈ મળવાને તેને બોલાવી લેવામાં આવ્યો.

સંભાજી ગયા પછી કેટલાક વખત સુધી સીદીકાસીમે પોતાના આખા કાફલા સહીત જંજીરાની ચોકી કર્યા કીધી. અપરેલમાસમાં તે વહાણ હંકારી મુંબઈ ગયો, જ્યાં આગળ ઈંગ્રેજ લોકોએ આપણા ઉપર પાદશાહની ઇતરાજી થશે તેવા વીચારથી ડરી જઇને તેને વહાણ લંગર કરવા દીધાં. સીદીઓના આવ્યા પછી તેમને સંભાજીના હોડીઓ સાથે કેટલીક લઢાઇઓ થઈ, જેમાં સીદીઓને કેટલાંક ઇનામ મળ્યાં તથા તેમણે બંદરની બહારનો મરાઠા કીનારો ઉજ્જડ કીધો, ગોહત્યાઓ કીધી, અને બઇરીઓને પકડી ગયા તથા ગામડાં બાળી દીધાં. વળી તેઓ કોલાબામાં મહાડ સુધી અંદરની બાજુ ઘુસ્યા અને સંભાજીના

સરદાર દાદાજીની બઈરીને પકડી ગયા. તેના બદલામાં સંભાજી અને પોરટુગીસ લોકે મુંબઈને સઘળી જરૂરના ચીજો આપવી બંધ કરી. સંભાજીએ રાજપુરી છોડયું ત્યાર પછી દાદાજી રઘુનાથે જંજીરા અને મૂખ્ય ભુમી વચેની ખાડી પુરી દેવાનો યત્ન છોડી દીધો. જ્યારે સીદી કાસીમ વહાણુ હંકારીને મુંબઈ ગયો ત્યારે દાદાજીએ હોડીઓ એકઠી કરી તે ટાપુ ઉપર ચઢાઈ કીધી પણ તેની હાર થઈ અને તેનાં બસેં માણુસ મરી ગયાં. તે સીદી જેનો કાફલો માઝગાંવ આગળ લંગર કરેલો હતો તેના ઉપર ચઢાઈ કરવાને સંભાજી અકટોબર માસમાં નાગોથણા નદીમાંથી પોતાનાં વહાણુ હંકારી ગયો. જેવા મરેઠા લોક પાસે આવ્યા કે સીદીઓ પોતાનું લંગર ઉપાડી સારી જગા પસંદ કરી મરેઠા લોકના હુમલાની રાહ જોતો બેઠો. મરેઠાઓનો આગેવાન સીદી સંમલનો ભત્રીજો સીદી મીસરી હતો, તે જ્યારે મોગલ કાફલાની સરદારી તેની પાસેથી જતી રહી ત્યારે મરેઠા લોકોની તરફેણમાં જતો રહ્યો. સીદીઓના કાફલાની સરદારી કાસીમે પડે લીધી હતી અને જો કે સંભાજીનાં ત્રીશ અને પોતાનાં ફક્ત પંદર વહાણુ હતાં તેમ છતાં તે સંપૂર્ણ રીતે જય પામ્યો. સીદી મીસરી સખત ઘવાણો હતો અને તેનું પોતાનું અને બીજાં ત્રણુ વહાણુ પકડાયાં હતાં. આથી ચીઢવાઈને સંભાજીએ એલીફંટા ટાપુને કિલ્લે બાંધ કરવાને ધમકી બતાવી કે જેથી ઈંગ્રેજોને હેરાન મતી થાય અને તોફાની મોસમમાં માઝગાંવ અગાડી સીદીનાં વહાણુ લંગર થતાં અટકે. પણ

તેની આ યોજના ભાગી પડી અને તેને બદલે તેણે મોગલ લોકની અને સીદી લોકની સામે અંગ્રેજ લોકો સાથે એક સંપ કીધો. નવેમ્બર માસમાં સીદી લોકો પેન નદીમાં દાખલ થયા અને બસેં કેદીઓને માઝગાંવ પકડી ગયા. મુંબઈ સરકાર તેમને તેમ નહીં કરવા સમજાવતી પણ તેનું વેર લઈ શકતી નહીં.

૧૬૮૩ની સાલમાં મોગલાઈ કાફલા સુરત પાછો આવ્યો. અને સીદીઓનું લસ્કર મુંબઇના બંદરમાંજ રહ્યું. આ વખતની દરમ્યાન તેમને ઈંગ્રેજો સાથે વારંવાર ઝગડા થતા તેમાંના એક ઝગડામાં બે અંગ્રેજી સિપાઇઓને કાપી નાખવામાં આવ્યા અને બીજામાં બે ત્રણ સીદી જખમી થયા.

સન ૧૬૮૯ની સાલમાં અંગ્રેજ લોકોની સલાહ ધારવામાં સરજોત ચાઇલ્ડની લોભી યુક્તિને લીધે મોગલ લોકો સાથે ટંટો થવાથી મુંબઇની હોડીઓએ કેટલાક સીદી લોકનાં વહાણ, જે વહાણો ડંડા રાજપુરીમાંના મોગલાઇ લસ્કર માટે ખોરાક લેઈ જતાં હતાં તેમને પકડ્યાં. સીદી કાસીમે કેટલાક સભ્યતા ભરેલા કાગળો તે વહાણ પાછાં આપવા માટે ઈંગ્રેજોને લખ્યા. પણ તે પાછાં નહીં મળવાથી તે તા. ૧૪ ફેબ્રુઆરીને રોજ મધ્ય રાત્રે વીસહજાર માણસો લઈ મુંબઈ બેટની પૂર્વે આવેલા સીવરી ટાપુમાં ઉતર્યો અને બીજે દીવસે માઝગાંવ કિલ્લો લઈ લીધો તે કિલ્લો રક્ષક લસ્કરે એવી તો મુર્ખાઈભરેલી ઉતાવળથી તજી દીધો કે તેઓ પોતાની પાછળ આઠ કે નવ તીજોરીની પેટીઓ, ચાર હથીઆરની પેટીઓ, ચઉદ

તોપો, અને બે ગરનાળા (છરાના ગોળા ભરવાની તોપો) પોતાની પાછળ મુકતા ગયા. સીદીએ પોતાનો વાવટો માઝગોંવમાં ચઢાવ્યો અને તે બંદરને પોતાનું મુખ્ય સ્થાનક બનાવ્યું અને તે ટાપુ લુંટવા સારૂ એક ટુકડી મોકલી. કેટલાક ગૃહસ્થ વાલન્ટીઅર સહીત પોણોસો પોણોસો માણસની બે ટુકડીઓને માઝગોંદમાંથી હાંકી કાઢવાને મુંબઈ કિલ્લામાંથી મોકલવામાં આવી. પણ તે લોકો છેક પરાજ્ય પામ્યા. સીદી લોકો હવે લગભગ તે આખા ટાપુના ધણી થઈ પડ્યા હતા. હવે મુંબઈ કિલ્લાની સામે તોપો ગોઠવવામાં આવી અને રક્ષક લસ્કરને ઘણી હેરાન ગતી આપવા માંડી. બે આડતીઆઓને પાદશાહ પાસે મોકલવામાં આવ્યા અને ઘણી મુસ્કેલી બાદ તેમનું કહેવું સાંભળવાને તેમને દાખલ કરવામાં આવ્યા. તેઓએ જે અરજ કરી તેમાં તેમણે વિનંતી કરી કે જે પટ્ટો જપત કરવામાં આવ્યો છે તે ફરીથી નવો કરવો જોઇએ અને વળી સીદી લોકોને મુંબઈ છોડી જવાનો હુકમ કરવો જોઇએ. પટ્ટો નવેસરથી કરવામાં આવ્યો અને જ્યારે અંગ્રેજોએ કેટલીક સરતો પુરી પાડી ત્યારે સીદી લોકને મુંબઇ છોડી જવાનો હુકમ કરવામાં આવ્યો પણ આ વાત સન ૧૬૯૦ના જુન માસ સુધી બની નહીં. સન ૧૬૯૦ની સાલમાં સીદી કાસીમે યાતીકદખાનની સરદારી નીચેના મુગલાઇ લસ્કરને કોલાબામાં રાયગઢનો અગસનો કિલ્લો જીતી લેવામાં મદદ કરી તેથી તેના બદલામાં તેને ઇનામ તરીકે રત્નાગીરી અંજન વેલ

અને સીંધુ દુર્ગ મુલક બક્ષીસ મળ્યા. ૧૬૯૯ની સાલમાં જંજીરાનો હાકિમ સીદી ખરીયાત મરી ગયો.

ઈ. સ. ૧૭૦૭ની સાલમાં સીદી કાસીમ મરી ગયો તે વખતે બધા સીદી લોકે એક મતથી કબુલ કરી તેની પછી તેની જગોપર, જંજીરાથી વાવ્યખુણામાં આશરે બે માઇલપર આવેલા પદમદુર્ગ અથવા કાન્સ કિલ્લાના ટાપુના ઉપરી અંધીકારી, સીરૂલખાનને નીમ્યો. સન ૧૭૧૩ ની સાલમાં શાહુરાજા તરફથી બાલાજી વીશ્વનાથ પેશ્વાએ ફીરંગી અને સીદી લોકની સત્તા તોડી પાડવાના હેતુથી કોલાબાના સરદાર કાનોજી એંગ્રીઆ સાથે સંધી કીધી. સીદી લોકના મુલકપર ચઢાઈ કરવામાં આવી અને સીરૂલખાનને તાબે થવા જરૂર પડી. ૧૭૧૪ની સાલમાં એક સંધી કરવામાં આવી જેમાં એવાં વચન આપવામાં આવ્યાં કે બંને પક્ષોએ એક બીજાને ક્ષમા કરવી અને બંને પક્ષકારોના વ્યાજબી હક શા શા છે તે નક્કી કરવા. સન ૧૭૩૨ની સાલમાં બાજીરાવ પેશ્વાએ જંજીરા ટાપુ ઉપર ચટાઈ કરી. પણ તેને પાછો બોલાવી લેવામાં આવ્યો અને તેની જગોપર તે ચઢાઇમાં તેનો ભાઈ ગયો પણ તે નીષ્ફળ ગયો. સીરૂલખાને પોતાના મુલકનો બચાવ કીધો એટલુંજ નહીં પણ તેણે સામા થઈ શાહુ રાજાના મુલકમાં કેટલુંક નુકશાન કીધું. આ ઉપરથી સીદી લોકોના અમલદારોમાં સૌથી સરસ એક વટલાઇને સીદી થઈ ગએલા યાકુબખાન નામના કોળી સાથે મરેઠા લોકે છાની સંધી કરી. યાકુબ સાથે એવી સરત કરવામાં

આવી કે જો તું તારા ધણીનો પક્ષ છોડી દેતો તને આ-ખા મરેઠા નૌકા સૈન્યના કાફલાના તેમજ ઘણા ખરા આ-ખા સીધી મુલકની સરદારી તને આપવામાં આવશે અને પેન નદીથી કોલ્હાપુર સુધીના આખા નીચલા કોકણની ઉપજમાંથી સેંકડે બે ટકા તને આપવામાં આવશે. યાકુ-બના ભાઇને રાયગઢના કિલ્લેદારના હાથ નીચેની જગા આપવાની હતી. અને જો જીત થાય તો એક લાખ રૂપી-આ લશ્કર અને ખલાસીઓમાં વેહેંચી આપવાના હતા-આ યુક્તિમાં પુષ્ટી મળે તેટલા માટે ૧૭૩૩ની સાલમાં કોંકણમાં એક લશ્કર મોકલવામાં આવ્યું. આ કાવતરૂ નીષ્ફળ થયું અને જે વિગ્રહ પાછળથી ચાલ્યો તેમાં જો કે પેશ્વા અને અંગ્રીઆની એકત્ર કોશીસથી સીદી લોક-નો કાફલો રાજપુરી આગળ પકડાયો તેમ છતાં જંજીરા ઉપર થોડીજ અસર થઈ અને ફરીથી મરેઠા હારીને પાછા ગયા.

જંજીરા લેવામાં મરેઠા લોકોએ કરેલી કોશીશ વ્યર્થ ગઈ તેમ છતાં સીદીલોકની દરીઆઈ સત્તાની પડતીથવા લાગી. તેઓનો પોતાનો કાફલો મરેઠા લોકના કાફલાની બરાબરી કરી શકે સિવો ન રહ્યો અને તેઓ પોતે જાતેજ કબુલ કરતા કે સુરતનાં બધાં વહાણોનું રક્ષણ કરવાને અમો શકતીવાન નથી. તેજ વખતે સુરત ઉપર દિલ્હીના પાદશાહની સત્તા બંધ પડી હતી કારણ કે તેગબક્તખાન હાલમાં સુરત શેહેર અને કીલ્લાનો સ્વતંત્ર રાજકરતાહતો. અને જે ઝગડા તે વખતમાં થયા હતા તેમાં અંગ્રેજ લો-

કના પૈસા અને દારૂ ગોળાવિગેરે લડાઇના સામાનથીજ તેની ફતેહ થઈ હતી. આ ઉપરથી તેગબકતખાન પાસેથી સુરતના નૌકા સેનાપતીની જગો અને તેની (સેનાપતીની) પેદાશ મેળવવાને અંગ્રેજોએ કોશીશ કીધી સીદી લોક તેમના મળતીઆ હતા અને મરેઠા લોકની ચઢતી સત્તાના વખતમાં તે મળતીઆને તેઓએ બનતી મદદ કરી નહોતી તેથી અંગ્રેજ લોકોએ આ વખતે જોર જુલમથી સુરતના નૌકાપતીની જગો લેવાને કોશીસ કરવા મરજી કીધી નહીં. વેહેપારી લોકોને જવા આળવાનો રસ્તો મફત કરી આપીને અને સુલતાનપુર અને કાઠીઆવાડના કોલી જાતના ચાંચીઆઓ ઉપર ચઢાઈ કરીને, અને સીદીના કાફલાની મદદને બદલે અંગ્રેજની મદદ લેવાનું સુરતના હાકેમને લલચાવવાની દરેક કોશીસ કરીને તેઓ સંતોષ પામી બેસી રહ્યા. તેગબક્તખાન પેહેલાં તો અંગ્રેજ લોકને રાજી રાખવા ખુશી હતો. પણ જયારે તેની સત્તા પુરી જામી ત્યારે તે ધીમે ધીમે બદલાઇ ગયો. હવે મરેઠા લોક સુરતની આસપાસના ઘણાખરા સઘળા મુલકની ઉપજ ખાઈ જવા લાગ્યા અને તેગબક્તખાન નાણાંની ભીડમાં આવી પડ્યો. તેને માલમ પડ્યું કે જયાં સુધી નૌકાપતી નબળો છે ત્યાં સુધી મારા પોતાના ઉપયોગ માટે મારે મદદગાર લશ્કરનો વધારે હીસ્સો રાખવો જોઇએ પણ. જો કાફલા ઉપર અંગ્રેજ લોકોને નીમવામાં આવશે તો તેઓની દરીઆઈ સત્તાને લીધે મારે આખી નિમણૂક તેમને આપવાની ફરજ પડશે. લાંબા વખત સુધી સં-

ધીનું કહેણ ચલાવ્યા બાદ આવા વીચારને લીધે તેગબ-ક્તખાને અંગ્રેજોના લાભમાં જવા ના પાડી તેગબક્તખા-નની ચાલ આ રીતે પલટાઈ ગઈ તેની સાથે તેણે એટ-લાં તો જુલમી કૃત્ય કીધાં કે અંગ્રેજ લોકો સુરત છોડી તાપી નદીના મૂખ પાસે જઈ પોતાનાં વહાણોમાં જઇ રહ્યા. તેઓની સામે લઢવા સારૂ એક સીદી કાફલો મોકલવામાં આવ્યો પણ તેમણે તે કાફલાને હઠાવી કાઢ્યો અને પોતા-નાં વહાણોની હાર કરી નદીનું નાકુ બંધ કરી દીધું. જે-થી સુરતમાં એટલી બધી અડચણો પડવા લાગી કે અંગ્રેજ લોકનું દુઃખ નીવારણ કરવાને તેગબક્તખાનને જરૂર પડી. અગ્રેજ લોકે સુરતના નૌકાપતી થવાના પોતાના હક ઉપર બહુ જોર કીધું નહીં અને તે સાલની આખરે (૬ઠી ડીસેંબર ૧૭૩૩) જંજીરાના સીદીઓ સાથે સંધી કરી કે આપણે લઢાઈ ચલાવવામાં અને બચાવ કરવામાં એક બીજાને સહાય કરવી.

અંગ્રેજ લોકોના દાવામાંથી મૂક્ત થયા પછી તેગબ-ક્તખાને આખો મદદગાર કાફલો પોતે રાખીને સીદી લોક-ની નબળાઇનો લાભ લેવાને કોશીસ કીધી. મદદમાં જે કાંઈ મળતું તેમાં શાંત ઉપાયોવડે સીદી લોકોને કાંઈ ભાગ નહીં મળ્યો તેથી તેમણે સીદીનો એક કાફલો એકઠો કરી તાપી નદીના મૂખ પાસેનાં કેટલાંક વહાણ પકડી લીધાં. અંગ્રેજ લોકોને વચમાં પડવાને કહેવામાં આવ્યું અને ૧૭૩૫ના આગષ્ટ માસમાં, તેગબક્તખાને મદદના ભા-ગના ચઢી ગએલા રૂ ૨૪૦૦૦૦) અને ચાલતી સાલના

રૂ૧૫૦૦૦૦) સીદી લોકોને આપવા વચન આપ્યું. પણ તેણે પોતાનું વચન પાળ્યું નહીં. અને સુરતમાં સીદીનો આડતીઓ મસુદ હતો તેણે ફરીથી વેહેપારમાં અડચણો પોંહોચાડી અને પોતાની માગણી વધારીને નવ લાખ રૂપીઆ માગ્યા. બીજીવાર તેગબક્ત હાકેમે અંગ્રેજ લોકની મદદ માગી. પણ આ વખતે તેમણે વચ્ચે પડવા ના પાડી અને તેને કહ્યું કે તમારે પોતેજ બંદોબસ્ત કરવો તેથી કેટલીક બાબદોમાં નમતું મુકીને આખરે ૧૭૩૯ના ફેબ્રુઆરી માસમાં તેણે લઇ લીધેલાં સઘળાં વહાણો સીદીઓને પાછાં આપી દેવાને લાલચ આપી તેમાં તે ફતેહ પામ્યો.

સીદી સીરૂલખાન સન ૧૭૩૪ની સાલમાં મરી ગયો. તે વખતે તેના સૌથી વડા દીકરા સીદી અબદુલ્લાને તેના સૌથી નાના ભાઇએ મારી નાખી પોતાનો વડો ભાઈ સીદી રહેમાન જે તે વખતે જંજીરામાં હાજર નહોતો તેના હકને નુકશાન કરી પોતે રાજ્ય લેઈ લીધું. જંજીરાનો કપતાન યાકુબખાન જેની સાથે મરેઠા લોકે ૧૭૩૨ની સાલમાં છુપી સલાહ કરી હતી તેણે સીદી રહેમાનનો પક્ષ પકડી ને શાહુને મદદ માટે બોલાવ્યો. શાહુએ મદદમાં લશ્કર મોકલ્યું અને યાકુબખાન એટલા જોરથી લઢ્યો કે રાયગઢ જીતી લીધું. તલ અને ગોસાલ જેર કરી સીદી લશ્કરને હરાવી તેના સરદારને મારી ડંડા રાજપુરી સુધી તેમની પાછળ પડ્યો. એક તરફથી જંજીરા સામે તોપો ગોઠવવામાં આવી અને બીજી તરફથી માનાજી આંગ્રીઆએ જળમાર્ગે હલ્લો કર્યો, અને જોકે આ વખતે પણ તે ટાપુ તાબે કરી

લેવામાં મરેઠા લોક ફાવ્યા નહી તેમ છતાં સીદી રહેમાનનો હક કબુલ કરવાની અને રાયગઢ, તલ, ગોસાલ, અવચીતગઢ અને બીરવાડીના કિલ્લા, તથા સીદી મુલકની અડધી ઉપજ મરેઠા લોકને આપવાની, સીદી લોકોને ફરજ પડી. ત્રણ વરસ પછી (૧૭૩૯) સીદી રેહેમાનની સત્તા છીનાવી લેવામાં આવી અને તેની જગોપર તેનો ભાઈ **સીદીહુસન** નીમાયો.

થોડાં વરસ વીત્યાબાદ, અંગ્રીઆ અને પેશ્વા વચ્ચે હરીફાઈ થવાના કારણથી સીદી અને પેશ્વા વચ્ચે કાંઇક દોસ્તી થઈ. ૧૭૪૪ની સાલમાં જંજીરાથી આશરે બાર માઇલપર આવેલા મદગદ કિલ્લાનો કબજો લેતાં અંગ્રીઆનો અટકાવ કરવાનું કામ પેશ્વાને સોંપ્યું અને તેમાં મદદ કરવાને પોતે ગોઠવણ કીધી સીદીહસન ૧૭૪૫માં મરણ પામ્યો તે વખતે જંજીરાની સરદારી સઇયદ અક્ષાન નામના એક સખશે કેટલોક વખત સુધી છીનાવી લીધી. પણ બીજે વરસે હકદાર વારસ સીદી ઇબ્રાહીમખાનને તે પાછી મળી.

તેગબકતખાન સન ૧૭૪૬ની સાલમાં મરી ગયો ત્યાર પછી સુરતમાં જુદા જુદા પક્ષ પડી ગયા અને તેમના વચ્ચે જે ઝગડા થયા તેમાં સીદી લોક અને અંગ્રેજ લોક સામસામો પક્ષ પકડીને રહેતા. અંગ્રેજ લોકના દોસ્ત મીઆં અછનની પેહેલાં ફતેહ થઈ અને ૧૭૪૮ની સાલમાં શેહેરનું રાજ્ય અને કિલ્લાની સરદારી તેણે મેળવી. પણ ૧૭૫૨ની સાલમાં તેના સામાવાળીઆ સફદરખાન અને

તેના છોકરા વખતખાને, શેહેરનો ઉપજનો અડધો હીસ્સો આપવાનું વચન આપીને સીદી અને વલંદા લોકની સહાયતાથી દામાજી ગાયકવાડને પોતાની તરફેણમાં મેળવી લીધો. શેહેરની હકુમત છોડી કિલ્લામાં જઈ રહેવાની મીઆં અછનને ફરજ પડી. કિલ્લાની સરદારી પણ તેણે થોડા વખતમાં ખોઈ નાખી. ચોમાસુ બેસતા પેહેલાં સીદી લોકનાં કેટલાંક વહાણ સુરતમાં આવ્યાં. અને, જ્યાં સુધી તેમનો સરદાર સીદી મસુદ જે ઘણોજ હોશીઆર માણસ હતો તેને કીલ્લો તાબે કરી લેવાનો લાગ મળ્યો ત્યાં સુધી પવનના જોરનું બહાનું કાઢીને તે વહાણ તાપી નદીમાં રહ્યાં. કીલ્લો ખોઇને મીઆં અછન મુંબઈ ચાલ્યો ગયો.

અંગ્રેજ લોકને પોતાની સુરતની ટોળીની હારની સમાચાર મળવાથી તે, અને પેશ્વા જેને ગાકકવાડની ફતેહ થવાથી અદેખાઈ આવી હતી, તે બે જણે એકઠા મળી સીદી મસુદ અને સફદરખાનને ખસેડી મુકીને સુરત શેહેરની સરદારી બંને જણ વચે (ઇંગ્રેજ અને પેશ્વા) વેહેચી લેવા યુકતી કરી. અંગ્રેજ લોકે એક વહાણનો કાફલો તૈયાર કરી નદીમાંથી સુરત ઉપર હલ્લો કરવા કબુલ કીધું. અને પેશ્વાએ એક લશ્કર જમીનની બાજુએથી લડાઈ કરવા મોકલ્યું. પણ આ કોલકરાર નક્કી થયા પછી તરતજ ગાયકવાડ સરકારે સુરતની ઉપજમાંથી અડધો હીસ્સો પેશ્વાને આપવાનું વચન આપી પોતા તરફની પેશ્વાની અદેખાઇને દુર કરી તેથી પેશ્વાએ પોતાની ફોજ પાછી બોલાવી લીધી અને અંગ્રેજી કાફલાને

મુંબઈ પાછા ફરવાની જરૂર પડી. આનો પરીણામ એ થયો કે સુરતમાં ઇંગ્રેજ લોકના લાભને નુકશાન પહોંચ્યું તેઓના બાગ બગીચા અને ઢોર તેમની પાસેથી લઈ લેવામાં આવ્યાં, તેમના આડતીઆઓને કેદ કરવામાં આવ્યા અને વલંદા લોકોની સત્તાથી તેમના મૂખ્ય આડતીઆ પાસે સુરતના હાકેમ અને સીદી મસુદની સાથે એક સંધી ઉપર (નવેંબર સન ૧૭૫૧) સહી કરાવી લેવામાં આવી. જેમાં તેની પાસે એવું કબુલ કરાવી લીધું કે કંપનીની નોકરીમાં જે કોઈ યુરોપીઅન કે દેશી સીપાઇઓ હોય તેમને સુરતમાંથી મોકલી દેવા. આ સંધી મુંબઈ સરકારે ના કબુલ કરી અને તેને બદલે સન ૧૭૫૨ ની સાલમાં નવા કરાર ઘડી કાઢવામાં આવ્યા જેમાં અંગ્રેજોની મીલકત તેમને પાછી મળી અને તેમણે તે ઝગડામાં કરેલા ખરચને પેટે અને તેમની જકાતની વખારમાં આવેલા ટોટાને પેટે બે લાખ રૂપીઆ અંગ્રેજોએ આપ્યા.

આવતાં ચાર વરસમાં (૧૭૫૨થી ૧૭૫૬) સીદી મસુદે સુરતના હાકેમ સફદરખાન સાથે અને વલંદા સાથે મીત્રચારી ચાલુ રાખીને અને સુરત શેહેરનો આખો કારભાર પોતાના હાથમાં ખેંચી લીધો. ૧૭૫૬ની સાલમાં સીદી મસુદ મરી ગયો અને તેની પછી તેની જગોપર તેનો દીકરો અહમદખાન થયો. અહમદખાન જુવાનીઓ હતો અને તેનામાં તેના બાપના જેટલી સત્તા ન હોવાથી સુરતમાં ફરીને ટોળીઓ બંધાઈ. સીદી અહ-

મદખાને અને વલંદા લોકે અલીનવાઝખાન કરીને એક શખ્સ તેમના જુના દોસ્ત સફદરખાનનો સામાવાળીઓ હતો તેનો પક્ષ પકડ્યો. અને તેના બદલામાં સફદરખાને ફારીસખાન નામના એક શખ્સને પોતાના વારસ તરીકે દત્તક લઈ મદદ માટે અંગ્રેજોને વિનંતી કરી અને કહ્યું કે જો તમો સીદી લોકોને કિલ્લા બહાર હકી મુકશો તો દરીઆઈ સેનાપતિની જગો તમોને આપવામાં આવશે. પણ આ માગણી અંગ્રેજ લોકે ના કબુલ કરી. સન ૧૭૫૮ના જાનેવારી માસમાં સફદરખાન મરણ પામ્યો, અને તેની જગો માટે ફારીસખાને દાવો કરવા છતાં, સીધી અને વલંદા લોકોનો દોસ્ત અલીનવાઝ ખાન, તેની પાછળ તેની જગોપર આવ્યો. જે વખતે અલીનવાઝખાન ગાદીપર આવ્યો તે વખતે ફારીસખાનના મદદગારોએ અંગ્રેજી સરદારને દરખાસ્ત કીધી કે ફારીસખાનને શેહેરનો હાકેમ નીમવો જોઇએ અને કિલ્લા અને વહાણના કાફલાની સરદારી અંગ્રેજ લોકે લેવી જોઇએ. અને જો ઈંગ્રેજો તે વાત કબુલ કરે તો પાંચ વરસ સુધી તેમને વરસ દહાડે બે લાખ રૂપીઆ આપવા તેમણે બાંહેધરી કરી. તેમ કરવાની અંગ્રેજ લોકની મરજી તો થઇ પણ અંગ્રેજ લોકની ચઢતી દશા જોઇને પેશ્વાને અદેખાઈ આવી અને તેણે વસઇ અને મુંબઈ ઉપર હલ્લો કરવાની ધમકી આપી તેથી કરીને તે કોલકરાર કદી નક્કી કરવામાં આવ્યા નહીં.

એટલામાં સન ૧૭૫૮ની આખર પેહેલાં, બીઆં અ-

છન કે જેની સન ૧૭૫૧ની સાલમાં કિલ્લાની સરદારી જતી રહી હતી તેથી તે ત્યારથી મુંબાઈમાં જઈ રહ્યો હતો તે સુરત પાછો આવ્યો, અને ડીસેંબર માસમાં, કાંઇક પોતાની સત્તાથી અને કાંઇક સીદી અહમદની મદદથી તેણે અલીનવાજખાનને સુરત શેહેરની હાકેમી ઉપરથી કાઢી મુકયો અને તેની જગોપર તે પોતે બેસી ગયો. હવે સીદી અહમદનું સુરતમાં પુરેપુરૂ ચલણ થયું અને પોતાના તાબાના અમલદાર જેટલું પણ મીઆં અછનનું ચલણ રહ્યું નહીં. આવી રીતે તે સીદી મીઆં અછનના કામમાં વચે આડો આવતો તેથી કરીને અછનને ગુસ્સો આવ્યો અને તે બંને જણ વચે ભરોંસો ઉઠી ગયો. શેહેરમાં હાકેમી બગડી ગઈ હતી અને મરેઠા લોક અંદર પેસી જશે એવો ડર લાગતો હતો તેથી શેહેરના વેહેપારી લોકોએ અંગ્રેજી મુખ્ય અમલદારને અરજ કરી કે તમો કિલ્લાની અને નૌકાની સરદારી લ્યો. વેહેપારી લોકોની લાગણી આપણાં લાભમાં છે તે ઉપર અને એક મનવારનો કાફલો હાજર હતો તેના જોર ઉપર, અને તેમના સુરતના આડતીઆ મી. સ્પેન્સરની ઘણી હોશીઆરી ઉપર ભરોંસો રાખીને, મુંબઈ સરકારે, સુરતના કિલ્લા અને નૌકાસૈન્યની સરદારી ઉપરથી સીદી અહમદને ખસેડી મુકવાને ઠરાવ કીધો. આ ઝગડામાં મરેઠા લોક ભાગ ન લે તેટલા માટે મુંબઈ સરકારે મરેઠા લોક પાસે એવું કબુલ કરાવાને તેમને લલચાવ્યા કે કીલ્લાની સરદારી ઉપર તે સીદીછે તેણે કરીને વેહેપાર પડી ભાગેછે માટે તે

સીદીને સુરતમાંથી કાઢી મુકવો જોઇએ; અને સુરતના કિલ્લાનો કબજો ઇંગ્રેજોએ લેઈ તેની આગવી સરદારી તેમણે કરવી જોઇએ; અને નૌકાફોજને માટે મળતી મદદ કેતનખાના ત્રણ ભાગ પડવા જોઇએ તેમાંનો એક અંગ્રેજને, બીજો પેશ્વાને, અને ત્રીજો સુરતના નવાબને મળવો જોઇએ; અને વળી સુરતમાં જે કાંઈ કજીઆ કે તકરાર ઉત્પન્ન થાય તેમાં મરેઠા લોક સામેલ થવું નહીં.

તારીખ. ૧૫ મી ફેબ્રુવારી સન ૧૭૫૯ને રોજ આઠસો યુરોપીઅન, પંદરસો દેશી પાયદલ, અને તોપખાનાના ગોળંદાજની એક ટુકડી (રૉયલ આરટીલરી)નું મળીને થયેલું એક જમીનપરનું લશ્કર તાપી નદીના મૂખથી થોડેક છેટે આવી પહોંચ્યું. રૉયલ આરટીલરી (તોપખાનું)ના કપતાન મેટલેન્ડે જમીનપરના લશ્કરનુ ઉપરીપણું લીધું અને લઢાઇનાં વહાણુની સરદારી કંપનીના દરીઆઈ લશ્કરના કપતાન વૉટસને લીધી. તે લશ્કર ડુમસ અગાડી ઊતર્યું અને શેહેરના કિલ્લાની બાહારની દીવાલની આથમણી બાજુએ આવેલી ફ્રેન્ચ લોકોની વાડીમાં સંતાઈ રહેલા સીદી લોકોની એક ટોળીને નસાડી મુકી. બાહારના કિલ્લાની દીવાલો ઉપર તોપો ફોડવામાં આવી. પણ કાંઈ અસર થઈ નહીં. આખરે જમીનની બાજુએથી અને નદીની બાજુએથી બાહારની દીવાલના ઊત્તર છેડાની નજીક સીદીની વાડી ઉપર સાથે હુમલો કરવાને ગોઠવણ કરવામાં આવી. હોડીઓમાંથી લશ્કર જમીનપર ઊતર્યું, અને સીદી લોકો અંદરની બાજુએ માંહેના કિલ્લામાં ભરાયા. તો

પણ હજુ સુધી કિલ્લાની અંદરની દીવાલ અને કિલ્લો લેવાનાં હતાં, પણ ચોવીસ કલાક સુધી તોપોનો માર ચલાવ્યો. (એવું કહેવામાં આવેલું છે કે આ વખતે ડચ આગેવાને અને એક સીદી અમલદારે આ વાતમાં આંખો આડા કાન કર્યા હતા, તેમની મદદથી કિલ્લામાંના ઘેરાયલા સીદી લોકોએ સલાહ કીધી. મીયાં અછન અને તેની ટોળીના લોકોને એવું કહેવામાં આવ્યું કે ફારીસખાનને ડેપ્યુટી ગવરનર બનાવવો. એવી સરતે મીયાં અછન શેહેરનો હાકેમ ચાલુ રહે. અને વળી ઇંગ્રેજ લોકોના કબજામાં કિલ્લો અને મદદગાર નૌકાસૈન્ય આપવું. મીયાં અછને આ સરતો કબુલ કરી અને તા. ૪ માર્ચ સન ૧૭૫૯ને રોજ કોલકરાર નક્કી થયા. આ ઉપરથી મીયાં અછને કિલ્લાની અંદરની દિવાલમાંનો મક્કા દરવાજો ઉઘાડ્યો અને સીદી લોકોએ વિચાર્યું કે વધારે અટકાવ કરવો ફોકટ છે. તેથી કિલ્લો સોંપી દેવાને કબુલ થયા. આ લોકોને તેઓનાં હથીયાર અને હથીયારને લગતો સરસામાન તથા તેઓના ઘરના રાચરચીલા સુધાંત તેઓની સઘળી કીંમત ચીજો લઈ કૂચ કરી જવાને રજા મળી.

ઈ. સ. ૧૭૫૯માં એટલે જે સાલમાં સુરતના કિલ્લા ઉપરની સરદારી સીદી લોકોએ ખોઈ તેજ સાલમાં જંજીરાની સરકારે કાઠિઆવાડના દક્ષિણ કિનારા ઉપર જાફરાબાદ લઈ લીધું. જંજીરાના સીદી અને જાફરાબાદ વચ્ચે નીચે પ્રમાણે સંબંધ થયો. ૧૭૩૧ની સાલમાં જાફ-

રાબાદની તુર્ક પટેલ અને બીજા કોળી જમીનદારોએ સુરત પાસે લુંટ કે ચાંચીઆનું કામ કીધું. સીદી હીલોલ કે જે તે વખતે સુરતના નૌકા સમસ્તનું રક્ષણ કરતો હતો તેણે તેમને પકડ્યા અને તેઓના છુટકારા માટે ડંડ તરીકે આપવાને તેમની પાસે કાંઈ ન હોવાથી તેમણે જાફરાબાદ બંદર આપવા માંડયું. સાદીહીલોલ જાફરાબાદ ગયો. અને એક લખીત કરાર કરી તે ગામ લીધું. ૧૭૪૯ ની સાલમાં ત્યાં એક કિલ્લો બાંધવામાં આવ્યો અને એક આડતીયા અને કપતાનની નીમણોક કીધી. ૧૭૫૯ ની સાલમાં જાફરાબાદમાં કેટલાક વાંધા ઊઠ્યા, અને ઇંગ્રેજ લોકને સીદીની સાથે દોસ્તી રાખવાને તથા સુરતનો કિલ્લો તેમની પાસેથી જતો રહ્યો હતો તેનો બદલો વાળી આપવાને આતુર હતા. તેમના વચ્ચે પડવાથી એવું નક્કી ઠેરવવામાં આવ્યું કે જંજીરાની સરકારના હુકમ નીચે સીદીહીલોલને જાફરાબાદનો ફોજદાર કે વહીવટદાર નીમવો. ઈંગ્રેજ લાકોએ તેને મદદ કરી તેના બદલામાં મુંબાઈ સરકારને ઈંગ્રેજ લોકોના ઉપયોગને સારૂ જીવતાં ઢોર અને અગત્યની ચીજો પુરી પાડવાને સાદીહીલોલે કબુલ કીધું, કારણ કે ફીરંગી લોકોની પડતી થવાથી અને મરેઠા લોકની સત્તા સ્થાપન થવાથી કોકણના મુલકનાં બીજાં સઘળાં બજારો બંધ પડ્યાં હતાં.

સીદી અને મરેઠા લોકો વચ્ચે ૨૫ વરસ સુધી દોસ્તી રહ્યા બાદ સન ૧૭૬૦ની સાલમાં તેમની વચ્ચે ટંટો ઊત્પન્ન થયો. ફીરંગી લોકોના લસ્કરની મદદથી કાં-

કણુના મરેઠા હાકેમ રામાજી પંથે ૧૭૩૬ની સાલની સંધીમાં સીદીને આપેલા મુલક લઈ લીધો. અને જંજીરા ટાપુ ઉપર હલ્લો કરી ઘેરી લીધો. ઈંગ્રેજ લોકો જે પાણીપતની લડાઈમાં (સાતમી જાનેવારી ૧૭૬૧) મરેઠા લોકોનો નાશ થવાથી બાહાદુર થયા હતા. તેમણે જંજીરાને બચાવ્યું અને ત્યાં બ્રિટિશ વાવટો ચડાવ્યો. અને તે વાવટાને માન આપવાને મરેઠા લોકને ફરજ પાડી. તેજ સાલના સપટેંબર મહીનામાં કરેલી એક સંધીમાં ઈંગ્રેજ સરકારે સીદીઓને માટે એવું વચન અપાવ્યું કે તેઓના મુલકને ફરીથી હેરાન ગતી નહીં કરવામાં આવે. અને તેમનો જે મુલક રામાજી પંથે લઈ લીધો હતો તે તેમને પાછો મળશે. ૧૭૭૨ની સાલમાં સીદી ઇબ્રાહીમને તેના ગુલામ યાકુતે મારી નાંખી ઇબ્રાહીમના નજીકના વારસ અબદુલરહીમનો હક ખરાબ કરી પોતે સરદારી લઈ લઇને સીદી યાકુતસાનીના નામથી રાજ્ય કરવા લાગ્યો. યાકુત અને અબદુલરહીમની વચ્ચે વાંધો પતાવવાને બ્રિટિશ સરકારે કોશીશ કીધી, પણ અબદુલરહીમને મરેઠા લોકો તરફથી છાની મદદ મળી હતી. તેથી પોતાના હકમાં તે કાંઈ નરમ દોરી મુકતો નહીં. જોર જુલમથી સમાધાન કરવાને માટે એક બ્રિટિશ લશ્કર મોકલવામાં આવ્યું અને અબદુલરહીમ પુને નાશી ગયો. ૧૭૯૮ની સાલમાં સમાધાન કરવાને માટે બીજી વખત કોશીશ કરવામાં આવી તે પણ ફોગટ ગઈ. અબદુલ રહીમના હકને પેશ્વા મદદ આપશે એવી ધાસ્તી રાખ-

વામાં આવતી હતી. તેથી કરીને ૧૭૭૨ની સાલમાં એવી ગોઠવણ કરવામાં આવી કે સીદી યાકુતના ઉપરી પણા નીચે ડંડા રાજપુરીનો કબજો અબદુલરહીમને સોંપવો જોઇએ. વળી સીદી યાકુતે અબદુલરહીમને પોતાના મરણ બાદ જંજીરાની ગાદીપર બેસવાને વચન આપ્યું. આ કરાર થયા પછી થોડા વખતમાં સીદી યાકુત મરી ગયો. અને તેની પછી અબદુલરહીમ ગાદીએ બેઠો. તે ૧૭૮૪ની સાલમાં મરી ગયો ત્યાં સુધી તેણે રાજ કીધું. અબદુલરહીમ મરી ગયો ત્યારે તેનો સૌથી વડો છોકરા જેનું નામ અબદુલકરીમખાન હતું. અને જેને સાધારણ રીતે બાલુ મીયાં કહેતા હતા. તેનો હક ડુબાવીને જંજીરાના સરદાર સીદી જુહરે સરદારી લઇ લીધી. બાલુમીયાં પુને નાશી ગયો. અને નાના ફડનવીશ જેની મરજી ગમે તે ઉપાયે જંજીરા ટાપુ મેળવવાની હતી. તેણે બાલુમીયાંના હકને મજબુતીથી ટેકો આપ્યો. તે તકરારનો નીવેડો કરવાને જોહરે ઇંગ્રેજોને અરજ કરી અને કહ્યું કે. જ્યાં સુધી મારી પાસે ફકત એક માણસ અને જંજીરાનો ખડક રહેશે ત્યાં સુધી હું લડીશ. લડાઈ થતી અટકાવવાને કોશીશ કરવામાં આવી અને ૧૭૯૧માં (૯ જુન) જંજીરા ઉપરનો પોતાનો હક પેશ્વાને લખી આપ્યો તેથી બાલુમીયાંને દર વર્ષે ૭૫૦૦૦ રૂપીઆની ઉપજની સુરતની પાસેની જમીન આપવાને જામીનગીરી આપવામાં આવી. જંજીરામાં પોતાની સત્તા સ્થાપન કરવાને પેશ્વા શકતીવાન હોય એમ લાગ્યું નહીં. અને તે રાજ્ય કંઇ•

નહીં તો તેના અંદરના રાજ્ય કારભારમાં પણ ખરેખર સ્વતંત્ર સ્થીતીમાં રહ્યું. સીદી જોહરે છ વરસ સુધી રાજ્ય કર્યું. (૧૭૮૪થી ૧૭૮૯) અને તેની પછી સીદી ઈબ્રાહીમ જેનું બીજું નામ ધાકલ બાબ હતું તે ગાદીએ બેઠો. તેણે ૧૭૯૨ની સાલ સુધી અમલ કીધો. તે સાલમાં તેના ગુલામ સીદી જમરદખાને ઇબ્રાહીમને કેદમાં નાંખ્યો, જ્યાં તે ૧૮૦૪ની સાલમાં જમરદ મરી ગયો ત્યાં સુધી રહ્યો. જમરદના મરણ બાદ ઇબ્રાહીમને સરદારી પાછી મળી તે. ૧૮૨૬માં તેનું મરણ થયું ત્યાં સુધી રહી. તેનું વર્ણન કરવામાં આવ્યું છે તેમાં તેને એક સુંદર એશિઆનો વતની, નરમ માયાળુ રાજકર્તા, અને પરૂણાની આગતા સ્વાગતા કરનારો વર્ણવેલો છે. તેની સરદારીની દરમીયાન. કોંકણનું રાજ્ય (૧૮૦૩થી ૧૮૧૭) પેશ્વા સરકારના હાથમાંથી ઈંગ્રેજ સરકારને હાથ આવ્યું. સીદી લોકોના અંદરનાં કામકાજમાં ઈંગ્રેજ લોક વચ્ચે પડ્યા નહીં. સીદી ઇબ્રાહીમ પછી તેનો છોકરો સીદી મહમદ ગાદીએ બેઠો. અને ૧૮૩૪ની સાલમાં ઈંગ્રેજ સરકારે ઝાહેર કર્યું કે જંજીરા બ્રિટિશ સત્તાને તાબે છે અને તે આધીપત્યને અનુસરીને જંજીરાની ટંકશાળ જેમાં ઓછી કિંમતના શીક્કા પાડવામાં આવતા હતા તે ટંકશાળ કાઢી નાંખી અને ૧૮૪૮ની સાલમાં સીદી મહમદે ગાદી ત્યાગ કરી, હાલના નવાબના બાપ સીદી ઈબ્રાહીમખાંનને સોંપી.

જંજીરા મુંબાઈની ઘણું નજીક છે તેમ છતાં તેના વીશે ઘણાં વરસ સુધી કાંઈ જાણવામાં આવ્યું નહોતું. મુંબાઈ સરકાર સાથે પત્ર વ્યવહાર ચલાવવાનું કામ જંજીરાના સરદારને ગમતું નહીં. એવું માનવામાં આવતું કે તે મુલકમાં રોગી હવાથી ભરપુર જંગલો છે તેમાં વાઘ રહેછે અને તાવલા અને રીબાતા લોકોની તેમાં આછી વસ્તી છે. દરેક જાતના ગુન્હાનો આરોપ સીદી અમલદારના ઉપર નવાબના પોતાના ઉપર અને તેનાં સગાં વહાલાં ઉપર મુકવામાં આવતો. હલકા ગુન્હાઓને માટે પણ હાથ પગ કાપી નાંખવાની સજા સાધારણ થઈ પડી હતી. કોઈ યુરોપીઅનની જીંદગી સલામત રહેતી નહીં. એક ઈંગ્રેજી વહાણના ખલાસીઓ જંજીરા આગળ ઉતાંર્યા હતા. ત્યારે તેમને પથરેથી મારવામાં આવ્યા હતા. ૧૮૫૫ની સાલમાં બ્રિટિશ રાજમાંથી એક વેપારીને પકડી જઇ મારી નાંખવામાં આવ્યો હતો. જેથી નવાબનો દંડ કરવાની અને દેશના રાજ્યકારભારમાં હાથ ઘાલવાની મુંબાઈ સરકારને જરૂર પડી હતી. રાજ્યકારભારમાં અસલથી જે સરદારોની સલાહ પૂછવામાં આવતી હતી. અને જે સરદારોનો રાજ્ય વહીવટમાં હીસ્સો હતો તેમની છુટ અને હક ઉપર નવાબે અને તેની પેહેલાં થઈ ગએલાએ કાંઈ લક્ષ આપ્યું નહોતું. ૧૮૬૭ની સાલમાં નવાબ અને તેના સીદી સરદારો વચ્ચે કજીઓ એટલો બધો વધી પડ્યો હતો કે મુંબાઈ સરકારે ભારે ગુન્હાની ચોકસી કરવાને એક સ્વતંત્ર કોર્ટ સ્થાપવાને નવાબને કહ્યું. બે

વર્ષ પછી (૧૮૬૯) નવાબ પાસેથી ફોજદારી સત્તા લઈ લેવામાં આવી. અને તે સ્વસ્થાનના રાજકીય હવાલા ઉપર કેટલીક ન્યાય કરવાની સત્તા આપીને એક બ્રિટિશ રેસીડેન્ટ નીમ્યો. દીવાની અને મુલકી હકુમત નવાબના હાથમાં રહેવા દીધી હતી. પણ પોલીટીકલ એજંટની મારફત સરકાર સાથે પત્ર વ્યવહાર ચલાવવાને અને પોલીટીકલ એજંટની સલાહ મુજબ ચાલવાને તેને બંધન કીધો હતો.

૧૮૭૦ની સાલમાં ડયુક ઓફ એડીનબરોને માન આપવા ખાતર નવાબ મુંબાઈ ગયો. અને પોતાની ખોએલી સત્તા ફરીથી મેળવવામાં તે મુંબાઇમાં રહ્યો. તેની ગેરહાજરીમાં દીવાની ઇનસાફના વહીવટમાં ગેર બંદોબસ્ત થયો. અને મેહેસુલ ઊઘરાવવામાં અનીયમીતપણાને લીધે ઘણી તકરારો ઊત્પન થઈ. નવાબની લાંબા વખત સુધીની ગેર હાજરીથી, તેના ઊડાઊપણાથી, હિંદુ તરફ તે પક્ષ રાખતો તેથી, અને તેણે સરદારોના હક તોડ્યા હતા તેથી, સરદારોએ ગુસ્સે થઇને બળવો કીધો. જંજીરાનો કિલ્લો લઈ લીધો અને નવાબના સૌથી વડા અનૌરસ પૂત્ર સીદી અહંમદખાનને ગાદીએ બેસાડી કોઈ નવાબની ગફલત અને નાલાયકી કરે તો તેને પદભ્રષ્ટ કરવાનો હક સરદારોનો છે તેનું વ્યાજબીપણું તેઓની આ વર્તણુક ઉપરથી તેમણે બતાવી આપ્યું. નવાબે મુંબાઈ સરકારને અપીલ કરી તેના પ્રતી ઊત્તરમાં મુબાઈ સરકારે તે બળવાના કારણની તપાસ કરવાને મુંબાઈ સીવીલ સરવી-

સના મી. હેવલોકને જંજીરે મોકલ્યો. મી. હેવલોકે ઠરાવ કીધો કે સરદાર લોકનાં બહાનાં વગર કારણનાં છે. પણ સરદારોને અને નવાબની બીજી પ્રજાને ફરીયાદને માટે મોટું કારણું છે.

એક કરારની સરતો કબુલ કરાવી નવાબને ગાદી પાછી આપવાનું ઠરાવ્યું. તે કરારની રૂહએ નવાબે રાજ્ય કારભારમાં સુધારો કરેવાનું, બ્રિટિશ સરકારની સલાહ મુજબ ચાલવાનું, બરાબર પોલીશ ખાતું નીમવાનું, અને ઉપજના ધારા માટે કાયદા સંગ્રહ બનાવવાનું કબુલ કીધું. પાડોશના કોલાબા જીલ્લાના કલેકટરને પોલીટીકલ એજંટ નીમ્યો. ને રેસીડેન્ટ આફીસરને તેનો આસીટંટ નીમ્યો. નવા ધોરણ મુજબ સરદાર લોકોએ પોતાના અસલના હક બહું આગ્રહથી બતાવવા માંડ્યા. પણ નવાબે સરદારોનો અને વળી પોતાના કુટુંબમાંથી પણ કોઇનો હક કબુલ રાખ્યો નહીં. અને તેમને કિલ્લાના રક્ષકો તરીકે ગણ્યા અને કહ્યું કે મારી નજરમાં આવે ત્યારે હું તેમને બરતરફ કરી શકું. ૧૮૭૨ની સાલમાં તે વખતના પોલીટીકલ એજંટ મી. સાલમને સરદાર લોકોના હક વિશે તપાસ કીધી. તેણે ઠરાવ કીધો કે રાજમાં મોટામાં મોટા હોદા હંમેશાં ઘણું કરીને સરદાર લોકોને આપવામાં આવતા. તે સરદારોને નવાબ વખતે વખતે પસંદ કરતો. અને તેમને પગાર આપતો અને વળી જે સરદારને નોકરી નહોતી તેને રીતસર ભથું મળવાનો હુકમ હતો. ૧૮૭૨ની સાલમાં નવાબ લોર્ડ નૉર્થબ્રુકના દરબારમાં મુંબાઈ આવ્યો.

પણ તેને સચીનના નવાબ કરતાં હલકી પાયરીમાં મુકેલો જોઈ તેને ઘણો ખેદ થયો. ૧૮૭૩ની સાલમાં સરદાર લોકો નવાબને તાબે થવા લલચાયા. નવાબને પદભ્રષ્ટ કરવામાં તેઓએ ચલાવેલી વર્તણુક માટે નવાબની માફી માગી અને અરજ કરી કે અમારી જમીન અને અમારૂં બધું તમારી નજરમાં આવે તે મુજબ ચાલતું કરો. તેજ વરસમાં પરભુ લોક જે નવાબના માનીતા હતા અને જેમની નવાબ આગળ ઘણી સત્તા ચાલતી હતી, એવું કહેવામાં આવતું હતું, તે લોકોને નોકરીઓ આપવાની બંધ કરી. ૧૮૭૫ની સાલમાં પ્રીન્સ ઓફ વેલ્સને માન આપવાને માટે નવાબ ફરીથી મુંબાઈમાં આવ્યો. અને પ્રીન્સ ઓફ વેલ્સે તેનો માયાળુ અને સભ્યતાથી આદર સત્કાર કીધો તેથી તે ઘણો ખુશી થયો. ૧૮૭૬ની સાલમાં નવાબે તમાકુના વેપાર ઉપર પોતાના ઈજારાનો હક છોડી દીધો. અને જે લોકો રાજ છોડી દરીઆ રસ્તે જતા તેમના ઉપર કર લેવામાં આવતો તે માફ કીધો. અને એવી ગોઠવણ કરી કે મુબાઈ અને જંજીરા વચ્ચે એક આગબોટ આવ જા કરે. ૧૮૭૭ની સાલમાં પાક બરાબર ન ઊતર્યો તેથી ઉપજમાં ટોટો આવ્યો તે કારણથી નવાબ દિલ્લીના પાદશાહી મેળાવડામાં હાજર થઈ શક્યો નહીં.

ઈ.સ.૧૮૭૭ના નવેંબર માસમાં નવાબ અને તેના સરદારો વચ્ચે ફરીથી કજીઓ થયો. ઘણાક સરદારોએ પોલીટીકલ એજંટ મી. ડબલ્યુ. જી. પેડર સી. એસ. આગળ પોતાનાં દુઃખ એક એક અને એકઠા થઇને જાહેર કીધાં

મી. પેડરના વિચારમાં જે દુઃખ નીવારણ કરવાનાં તેને લાગ્યાં. તે નીચે મુજબ હતાં. એક તો પરજુ અમલદારોની સત્તા, બીજું ઈનામી જમીનમાં આવેલાં જંગલ બે ફીકરાઈથી ઉજડ કરવામાં આવતાં તે, બીજું બક્ષીસો પાછી એંચી લેવામાં આવતી તે, હદ ઉપરાંત જમીનદારોના હક પાછા એંચી લેવામાં આવતા તે, અરજીના જવાબ નહીં આપવામાં આવતા અને દુઃખ નીવારણ નહી કરવામાં આવતાં તે, આદરભાવના અને છુટના કાગળોનો ખરાબ ઉપયોગ ઉપરનાં દુઃખ નીવારણ કરવાની જરૂરછે તે વાત મી. પેડરે નવાબને આગ્રહ કરી સમજાવી.

ઈ.સ.૧૮૭૯ના જાનેવારીની ૨૮મી તારીખે નવાબ સીદી ઈબ્રાહીમખાન મરણ પામ્યો. તેને ત્રણ દીકરા હતા. બે રાએલીના પેટના અને સૌથી નાનો એક પરણુત સ્ત્રીના પેટનો. રાખના છોકરાઓના પક્ષની ટોળી વધારે બળવત્તર હોવાથી તે ટોળીએ આસીસ્ટંટ પોલીટીકલ એજંટ વીરૂદ્ધ છતાં સૌથી વડા છોકરાનો નવાબ તરીકે રાજ્યાભિષેક કીધો. મુંબઈ સરકારે આ પસંદતા રદ કરી અને સીદી અહમદખાનને નવાબ કબુલ કરવામાં આવ્યો. જુવાન નવાબ જે (૧૮૮૨) ૧૯ વરસની ઉમરનો હતો તે ૧૮૮૧ની સાલના સપ્ટેંબર માસ સુધી રાજકોટની રાજ કુમાર કોલેજમાં ભણતો હતો. તેની બાલ્યાવસ્થામાં રાજ્ય કારભાર પોલીટીકલ એજંટની દેખરેખ નીચે અને આસીસ્ટંટ એજંટના હુકમ નીચે કારભારીને હાથ હતો.

જંજીરાનો નવાબ ખંડણી આપતો નથી અને તેને દ૦

સક લેવાનો હક નથી. એક પછી બીજાને ગાદી આપવાની બાબદમાં રાજ્યના મુખ્ય માણુસોને રાજ્ય ચલાવવાના કામમાં જે છોકરો સૌથી યોગ્ય માલમ પડે તેને ગાદીનો વારસો મળેછે. જંજીરાના નવાબ પાસે રક્ષક લશ્કર અને પોલીસ મળીને ૭૦૦ માણુસો છે. તેને નવ તોપનું માન મળેછે.



# આ ગ્રંથને આશ્રય આપનારનાં મુબારક નામ.

| નામ. | પ્રત. |
|---|---|
| હીઝહાયનેસ ઇડરના મહારાજા સાહેબ. | ૨૫ |
| મ. કુમારશ્રી ભાવસિંહજી. | ૧૦ |
| મ. દાંતાના મહારાણા સાહેબ. | ૧૦ |
| પાટવી કુમારશ્રી મોહનદેવજી ધરમપુર. | ૫ |
| મ. રાઓલશ્રી હરિસિંહજી રૂપસિંહજી. | ૫ |
| સુબા ફતેજંગખાનજી બાબી બહાદુર રાધનપુર. | ૪ |
| સુબાનંદે અલીખાનજી બાબી બહાદુર રાધનપુર. | ૪ |
| દિવાનશ્રી ઉસમાનખાનજી. | ૩ |
| કુમારશ્રી સામતસિંહજી પાલીતાણા. | ૨ |
| મ. લીંબડીના ઠાકોર સાહેબ. | ૨ |
| શેઠ માણેકજી કાવસજી દમણવાળા. | ૨ |
| કુમારશ્રી રાયધણજી તેરા. | ૨ |
| વાળાકાળા દેવદાન જેતપુર ભાગદાર બીલખા. | ૨ |
| જસદણ દરબાર ખાચરશ્રી આલાચેલા. | ૨ |
| બાબીખાનશ્રી ગજફરનખાનજી બાંટવા ભાગદાર માણાવદર. | ૨ |
| ગુંદીઆળા દરબાર રાણા શ્રી કસળસિંહજી. | ૨ |
| મીઆં શ્રી અભેસંગજી પુનાદરા. | ૨ |
| મ. લાકડીઆના પાટવી કુંવર સાહેબ. | ૨ |

મે. પાટવી કુમારશ્રી હરિસિંહજી ગાલા. ૨

મે. દરબારશ્રી કોટડા સાંગાણી. ૨

ઠાકોરશ્રી દાદાસાહેબ ઘોડાસર. ૧

ઠાકોરશ્રી તખતસિંહજી સુદાસણ. ૧

વ્રજલાલ પરસોતમ રાઓજી દીવાનઓફ ધરમપુર. ૧

ઠાકોરશ્રી સુરસંગજી ઉતેલીઆ. ૧

બાબીખાનશ્રી શાહામતખાનજી ગીદડ દરબાર. ૧

રા. નથુરામ પીતાંબરદાસ કારભારી ,, ૧

ઠાકોરશ્રી હમીર સંગજી રણાસણ. ૧

મીયાંશ્રી કાલુમીયાં રમાસ તાલુકદાર. ૧

ઠાકોરશ્રી રવાજી દુવા. ૧

રાજશ્રી જવાનસિંહજી આલોટ. ૧

ગોહેલ ભાવાભાઈ ખેંગારજી ગઢાલી. ૧

ઠાકોર દોલતસિંહજી હરિસિંહજી બાંટવા. ૧

રા. સંતોકરામ માધવજી ભાવનગર. ૧

મે. શ્રીમંત કુમારશ્રી વિજય દેવજી ધરમપુર. ૧

મે. કુમારશ્રી ટપુભાઈ આલાવાળા બીળખા. ૧

મે. સાહેબજાદાશ્રી સુલતાન મહમદખાનજી. જુનાગઢ. ૧

ને. શ્રીમંત કુમારશ્રી પ્રભાત દેવજી ધરમપુર. ૧

મે. પાટડી દરબાર સાહેબ. ૧

| | |
|---|---|
| મે. મુડાના ઠાકોર સાહેબ. | ૧ |
| મે. ઠાકોરશ્રી લખાજી આડેસર. | ૧ |
| મે. ઠાકોરશ્રી કરણસિંહજી કટોસણ. | ૧ |
| મે. મીયાંશ્રી ગુલાબમીયાં ફતેમીયાં ડાભા. | ૧ |
| મે. ઠાકોરશ્રી વખતસિંહજી ઈલોલ. | ૧ |
| મે. ઠાકોરશ્રી માનુસિંહજી રૂપાલ. | ૧ |
| મે. મહારાણાશ્રી કરણસિંહજી લખતર. | ૧ |
| | કુલ. ૧૧૫ |

